પ્રસિદ્ધકર્તા,

## શ્રી આર્યોત્કર્ષક મંડળી.

—અમદાવાદ—



# पूनर्लग्न सशास्त्र छे ?



યોજનાર,

ભોળાભાઇ જમનાદાસ વૈશ્ય.

**અવશ્ય દ્રષ્ટવ્ય**—જો કે આ મંડળીનો વિશિષ્ટ ઉદ્દેશ સાંસારિક, ધાર્મિક અને નૈતિક-પ્રજા પ્રબોધક ઉપકારી પુસ્તકો, ચોપાનિયા, નિબંધો આદિ પ્રગટ કરવાનો છે, અને તે પાર પાડવા સદા ઉત્સુક રહે છે, તથાપિ મંડળી તરફથી તેના પ્રગટ થયેલા પુસ્તકોમાં સમાયેલા વિષયના સિદ્ધાન્ત સાથે મંડળી એક મત છે એમ કદી પણ સમજવું નહિ. તેમ તેના લખાણ આદિની તમામ જવાબદારી કર્તાને શિર છે. *

મેનેજર.

# ઉત્સર્ગ.

પરમ સ્નેહી, સ્વદેશ હિતૈષી, ધીરવીર શ્રીયુત
શ્રી વનમાળીદાસ લાધાભાઇ મોદી.
"હિન્દુસ્તાન" પત્રના અધિપતિ તથા શ્રી સાક્ષર સહાયક
પ્રજા પ્રબોધક મંડળીના મુખ્ય કાર્યભારી.

શ્રી મુંબઇ.

શ્રીમન્મહાશય !

સ્વદેશનો ઉત્કર્ષ થવાના સાધનોમાં મુખ્ય, જે પ્રજામાં સસ્તુ અને ઉપકારી વાંચનનો બહોળો પ્રસાર, તેની વૃદ્ધિ કરવા સદા એક સરખો અડગ યત્ન કરવો એ મહદ્‌ગુણ આપમાં પૂર્ણ રૂપે પ્રકાશી રહ્યો છે.

સ્વદેશમાં સાંસારિક અને ધાર્મિક ઉન્નતિ થવી આપને ઇષ્ટ છે, અને તે થયેલી જોવાને આપ સદા આતુર રહો છો; ને તેને ઉન્નતાવસ્થાને પહોંચાડવાના દરેક યત્નમાં તન, મન અને ધન—ત્રણેનો ભોગ આપી તે કાર્યને ફળીદાઇ બનાવવા આપ કદી પણ પાછી પાની કરતા નથી.

આ દેશની અનાથ બિચારી બાળ વિધવાઓને પુનર્જીવન આપવામાં આપ આશિર્વાદ રૂપ નિવડ્યા છો; બાળલગ્નના કટ્ટા શત્રુ છો, કન્યા વિક્રય આદિ દેશની અનિષ્ટ રૂઢીઓને તોડી પાડવા, તેને લગતાં સવાલોમાં અગ્રગણ્ય ભાગ લ્યો છો, આથી વખતે કેટલાક લોકો આપને 'સુધરેલા' ગણી વખોડતા હશે. પણ "શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ" તે પ્રમાણે હોઇ આપનો પ્રયત્ન અભિવંદનીય છે.

આપ માન્યવર્ય અમારી મંડળી પ્રત્યે સદા અમિદ્રષ્ટિ રાખો છો, તેનો ઉદ્દેશ પાર પડેલો જોવાને અત્યંત કાળજી ધરાવો છો-અને આપથી બનતા પ્રયત્ને તેમાં સહાય ભૂત થવા સદા અપેક્ષિત રહો છો; તેથી અમે ગર્વાનંદથી પ્રફુલ્લ થઇ આ નાનકડું પુસ્તક આપનેજ અર્પણ કરવાની આજ્ઞા લઇએ છીએ.

લિ૦ સેવકો,
વ્યવસ્થાપકો.
આર્ય૦ ઉ૦ મંડળી.

# જાહેર ખબર:

## તૈયાર છે મંગાવી લ્યો !

### ભારત રક્ષા.

મૂલ્ય રૂ ૦-૬-૦ પોષ્ટેજ જુદું.

આપણી પવિત્ર માતૃ ભૂમિ ભારત—વિવિધ કારણોને લીધે ગારત થતી ચાલી જાય છે; જો તેના સુપુત્રો પોતાની માતા—ગરીબ બિચારી ભારતની રક્ષા કરવાના ઉપાયો સત્વર નહીં યોજે તો દેશના દુરદર્શીઓને ભય રહે છે કે જો આ સ્થિતિ ભારતની વધુ વખત રહી તો ભારત જેવી સોનાની મુર્તિ હતી તેને બદલે કથીરની મુર્તિથઇ જશે:—તો આ પુસ્તકમાં એવા કેટલાક સાધનો દેખાડવામાં આવ્યા છે કે જો પોતાની માતાનું રક્ષણ કરવા ઇચ્છનાર સુપુત્રો આ આધારે રક્ષણ કરવા બહાર પડશે તો પોતે અમર કીર્તિ અને અક્ષય સુખના ભાગી થશે.

મફત વહેંચવા માટે સામટી લેનારને કીફાયત ભાવે આપવામાં આવશે.

મળવાનું ઠેકાણું
આર્યોત્કર્ષક મંડળી. અમદાવાદ.

# દેશ દાઝન્ન શ્રીમાનો માટે અમુલ્ય તક !!!

**મહાનુભાવ !**

મંડળીના ઉદ્દેશથી ભાગ્યેજ આપ અજાણ હશો ? તે ઉદ્દેશ પાર પાડવાનો સુયત્ન આપ શ્રીમાનોના પ્રતાપથી નિરંતર ચાલુજ છે. દરેક શુભ કાર્ય, જ્યારે બે પગ જમીનપર ટેકી ઉભા રહેવાની શક્તિ પ્રાપ્ત કરે છે, ત્યારે પોતાનો ઉદ્દેશ વધારે જોર શોરથી પૂર્ણ કરવા ઉત્તેજીત થાય છે—આ એક સ્વાભાવિક વલણ છે. તેજ પ્રમાણે મંડળી તરફથી પ્રકાશીત આ પુસ્તક, તેમ આવીજ જાતના બીજા પુસ્તકો જેમ પ્રજામાં વધારે વંચાશે તેમ તેથી દેશને ઇચ્છીત ફળ પ્રાપ્તિ થવાની–તો આ કારણથી એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે, જો કોઇ પરગજુ શ્રીમાન આ પુસ્તકની જથાબંધ નકલો શાળાઓમાં વા-જાહેરમાં, વા સ્વજ્ઞાતિઓમાં વા મિત્રમંડળમાં, વા સભા મેળાવડાઓમાં મફત વહેંચવા ખરિદશે તો ઘણીજ જુજ એટલે કંઇપણ નફો ન મેળવતાં માત્ર છપામણી વિગેરે મંડળીને માથે લાગત ખર્ચના હિસાબે રૂ ૧૫ ) ની ૧૦૦ નકલો લ્હાણી કરનાર શ્રીમાનનું અભિવંદનીય નામ તે સાથે મુદ્રિત કરાવી આપવામાં આવશે. પૂર્ણ આશા છે કે શ્રીમાન પરોપકારી ગૃહસ્થો આ તકનો લાભ લેવા ચુકશે નહીં.

| | |
|---|---|
| આર્યોત્કર્ષક મંડળીની ઓફીસ. તા. ૧ અગસ્ટ ૧૮૯૭ | લિ૦ સેવકો. વ્યવસ્થાપકો. આ૦ ઉ૦ મંડળી. |

# ઉપોદ્ઘાત.

પૂનર્લગ્ન જેવા મહત્વના વિષય ઉપર અત્યાર સુધીમાં જુદી જુદી દેશી ભાષાઓમાં સમર્થ વિદ્વાનોને હાથે વિસ્તારથી વા સંક્ષેપમાં ઘણીવાર સુંદર લેખિનીબધ્ધ લખાણો લખાઇ ગયા છે; તેના નિર્ણય માટે જાહેર વાદવિવાદ તેમ વર્ત્તમાન પત્રો દ્વારા ખંડન મંડન પણ થઇ ગયાછે—તથાપિ, યદ્યપિ પર્યન્ત આ ગંભિર વિષયમાં કયો પક્ષ સશાસ્ત્ર તથા નિષ્પાપ છે, તે બન્ને પક્ષ કારો તરફથી નિર્ણય થઇ જનસમુહ આગળ મૂકવામાં આવ્યો જોવામાં આવતો નથી. આમ ન થવાથી જ્ઞાતિના આગેવાનો કે શેઠીઆઓ તથા પંચો, તેવો કોઇ પણ ઠરાવ સત્તાવાર રીતે અમલમાં મુકી શકતા નથી કે જેના આધારે તેના ભંગ કર્ત્તાને શિક્ષાને પાત્ર ગણી શકાય; આથી આ પ્રકાર એવો હાસ્યાસ્પદ થઇ પડયો છે કે જેમ એક મનુષ્ય સ્વદેશમાંજ રહી છ ચોક માંસમદિરાનું સેવન તથા વ્યભિચાર આદિ અતિ નીચ કુકર્મો કરતો હોય તો પણ તે જાણે પરમેશ્વરના ખોળે પડયો, પણ એક વિદ્યાવિલાસી નર વિલાયત યાત્રા કરી તત્ર, પોતાનો ધર્મ યથેષ્ટ રીતિએ પાળી દેશના અભ્યોદયનું એક સાધન રૂપ થઇ આવ્યો હોય, તો પણ તેને ગ્નાતિ બ્હાર મુકવો—એ અમારી જ્ઞાતિઓના આગેવાનોનો જેવો દ્દઢ આગ્રહ બંધાઈ ગયો છે, તેજ પ્રમાણે એક બાળ વિધવા યૌવનાવસ્થાના પૂર્ણ જોશમાં આવી કામાંધ બની અનેકાનેક ઘોર કર્મ કરવા તત્પર થાય—વા કરે, અને મહા ઉત્પાતનું કારણ થઇ પડે! તોપણ તેને કોઇ પૂછનાર નહિ; પણ એક વિધવા, પોતાની યુવાવસ્થાના પ્રકોપે કામાગ્નિથી વિહ્વળ બની અનેક ઘોર કર્મો—કરી ઉભય

કુળને કલંકિત કરી પ્રતિ રોજ જન મંડળને પોતાનીજ કુથલીનું કામ સોંપવું તેના કરતાં રૂપ ગુણમાં યોગ્ય વિદ્વાન પતિને મેળવી પૂનર્લગ્ન કરે તો તેને જ્ઞાતિ બહાર મુકવી !!!

આ ન્યાય દરેક જ્ઞાતિના વિચારવંત અગ્રિગણ્ય પુરૂષોને માટે કાંઇ ઓછી જવાબદારી ભરેલો નથી. આપણુ કાળનું મહાત્મજનો!!

હાલમાં આપણાદેશમાં આ વિષય માટે બે પ્રબળ પક્ષ બંધાએલા છે-પ્રથમપક્ષ-જે 'જુના વિચારનું મંડળ' એ નામથી આપણે ઓળખાવીએ, તેની દૃઢ માન્યતા છે કે, દ્વિજ વર્ણમાં કન્યાનો નામ માત્રનો પણ વિવાહ સંસ્કાર થઇ ગયો ત્યારથી તે જન્મ પર્યન્તની જન્મ કેદિની થઇ ગઇ. ચ્હાય તેવી અવસ્થામાં તેનો પતિ મર્ણ પામે-ચ્હાય સદૈવને માટે નાશી ગયો હોય, ગાંડો થઇ ગયો હોય, પતિત થઇ ગયો હોય, નપુંસક હોય, તોપણ બીજા પતિ સાથે તેનો પુનઃસંસ્કાર નજ થવો જોઇએ, કારણ કે આ, સ્ત્રી ધર્મ વિરૂદ્ધ અધર્મ તથા અશાસ્ત્ર છે.

આ પક્ષની દલીલ, પોતાના વાદના બચાવ માટે એ છે કે:—જો પૂનર્વિવાહ વા નિયોગ આપણી ઉંચ જ્ઞાતિઓમાં પ્રચલિત થશે તો નીચ વર્ણની માફક, વા યુરોપ અમેરિકા વીગેરે દેશોમાં જ્યાં પૂનર્લગ્નનો રિવાજ છે, ત્યાં બનતા ઘણા બનાવો પ્રમાણે આપણા સમાજમાં પણ તે ખરાબી શરૂ થશે, અને સ્ત્રીઓ કલહકારિણી થશે, અને જેનું ચિત્ત પોતાના પતિ ઉપર નહિ હોય તેને નિયોગ વા પૂનર્લગ્નનો આશ્રય મળ્યાથી ઝટ દઇને વિષાદિ પ્રયોગદ્વારા પતિ ઘાત કરશે અને પતિનો ભય સ્ત્રીઓને ન રહેવાથી સ્વેચ્છાચારિણી થઇજશે. પોતાના પક્ષની પુષ્ટિ અને તેની સત્યતાસ્થાપન અર્થે પારાસર આદિ સ્મૃતિમાં તથા ઇતિહાસ-પૂરાણોમાંના સ્ત્રી

એ માટે પૂનર્લગ્નના નિષેધ માટે પ્રતિપાદીત પ્રમાણો ઉપસ્થિત કરે છે; અને પરોપકારી–પરગજુના ખાં બની તે સ્મૃતિ તથા પૂરાણો તથા કથાનકોના આધારે, જેમ યાજ્ઞિકો યજ્ઞમાં પશુ હોમી તેને સ્વર્ગમાં મોકલવાનું પોતાનું પરગજુપણુ જાહેર કરે છે તેજ પ્રમાણે, ન્હાય તેવી વિધવા–ન્હાય તો તે પારણામાં કાં ન રંડાણી હોય તોપણ તેની ઈશ્વર દત્ત સૌંદર્યતાનું હરણ કરી–માથું મુંડાવી–કદરૂપી બનાવી, સ્વર્ગમાં પુનઃતેજ પતિ મેળવવાની અદ્રશ્ય આશાઓ આપી, સન્યસ્ત આપી અન્તઃકાળનું સુખ–જેમોક્ષ, તે પમાડવાની ઉદારતાની કોથળીનું મ્હો પોતાની બ્હેન, પુત્રીને માટે ખૂલ્લું મૂકે છો! અને વળી જો કોઈ પ્રતિવાદી તેમને આ અન્યાય માટે, શ્રૃતિ સ્મૃતિના પ્રમાણથી વા યુક્તિ પ્રયુક્તિથી દલીલ કરશે તો કોણ જાણે શા કારણથી પોતાના વાદને મારી મચરડીને સિદ્ધ કરવા માટે "દા" ધાતુનો અને "કન્યા" શબ્દનો વ્યાકરણના નિયમ પ્રમાણે વિચાર કરવા મંડી પડે છે, અને તેવાજ બીજા કેટલાક પાંડિત્યના વિચારો કરી ઘણા નુકશાન ન લેખતા માત્ર થોડાકજ ફાયદાઓ જણાવી પોતાનો પક્ષ પકડી રહે છે, અને તે આધારેજ પોતાની લડત ચલાવે છે.

દ્વિતીય પક્ષ જે "સુધારક મંડળ" ના નામથી પ્રખ્યાત છે—દેશમાં વખોડાય છે. જોકે આ દળ પ્રથમ દળ કરતા અતિ નાનું હોવા છતાં ભારે ઉદ્યોગથી, પુરૂષના સમાન સ્ત્રીને માટે પણ સરખા હકક માગે છે–જેટલી કેળવણી તથા શિક્ષણ પુરૂષના મગજને માટે આવસ્યકિય છે અને તેથી અલભ્ય લાભો થવાનો સંભવ રખાય છે, તેથી વિષેશ કેળવણી તથા શુશિક્ષાની આવશ્યકતા સ્ત્રીઓને માટે પણ છે અને તેથી ભવિષ્યમાં જે પરિણામો ફળશે, તે પુરૂષો કરતાં કોઈ પણ પ્રકારે ઉતરવા નજ જોઈએ.

આ સિદ્ધાન્ત દેશ સુધારકો પ્રવર્તાવવા સતત્ ઉદ્યોગ કરી રહ્યા છે. તેના અન્તર્ગત સમાયેલા "પુનર્લગ્ન" ના વિષયમાં જો કે તેમાં કંઇક મતભેદ પડે છે, તે એ કે:—સંસાર સુધારકો પૈકીના વૈદિક ધર્માનુંયાયીઓ જેવા કે આર્ય સમાજીકો વિગેરે, માત્ર અક્ષતયોનિ કન્યા અને અક્ષત વિર્ય પુરૂષ હોય તેમનું અન્ય સ્ત્રી વા પુરૂષ સાથે પૂનર્વિવાહ વર્ણ વર્ણમાં થવો ઇષ્ટ માને છે. પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય વર્ણોનાં ક્ષતયોનિ સ્ત્રી ક્ષત વિર્ય પુરૂષના પૂનર્વિવાહ અનિષ્ટ ગણે છે. ત્યારે બ્રહ્મો સમાજીકો વા પ્રાર્થના સમાજીકો તેમજ તેમના મતાવલમ્બીઓ દ્દઢતાથી જાહેર કરે છે કે "દ્વિજ વર્ણમાં વર્ણાવર્ણનો કંઇ પણ ભેદ ન રાખતા ક્ષત અક્ષત યોનિ વા વિર્યનો કંઇ પણ ભેદ ન ગણતા વિધવા સ્ત્રી અન્ય પતિ સાથે પૂનર્લગ્ન કરી શકે." પણ આ મતભેદ તો સહેજવારમાં થોડા શ્રમે નીકળી જાય તેમ છે. ન્યાયીકો તો જરૂર જે ધર્મ્ય હશે તે માન્ય કરશે. અત્રે તો માત્ર "જુના વિચારના મંડળ" અને "સુધારક મંડળ" વચ્ચેના વાદનો ઉલ્લેખ કરવા, અને તે માટે જે જે શાસ્ત્રાનુંકુળ લેખ, અને તેની પુષ્ટિ માટે અર્વાચીન તેમ પ્રાચીન રૂષિ મુનિઓના તથા મહાન્ નરોના અભિપ્રાયો મેળવી પૂનર્લગ્ન સશાસ્ત્ર છે કે અશાસ્ત્ર ? તે યુકિત પ્રમાણોથી સિધ્ધ કરી દેખાડવાનોજ યત્ન કરવામાં આવ્યો છે.

આ દ્વિતીય પક્ષ અક્ષતયોનિ કન્યાઓના પુનર્વિવાહનું પ્રતિપાદન, શ્રૃતિ સ્મૃતિ આદિ શાસ્ત્રોના અનેક પ્રમાણો તથા ન્યાય યુક્ત દાખલા દલિલો સાથે કરેછે:—જે સ્ત્રીની વ્યભિચારાદિ દુરાચરણ તરફ કુબુધ્ધિ છે, તેતો પતિના જીવતા અનેક યુક્તિઓથી પણ કુકર્મ કરશે; અને અન્તે વિષાદિથી પતિઘાત પણ કરે છે, જીવતા પતિએ એકને મુકી બીજાને અને બીજાને મુકી ત્રીજાને લઇને નાશી જાય છે, તેને

કોણ રોકી શકે છે? તેમ શૂદ્ર જ્ઞાતિઓમાં વા જે સમાજમાં પૂનર્લગ્નની પૂર્ણ છુટ છે તેમાં પણ વ્યભિચારણી સ્ત્રીઓ શિવાયની કેટલી સ્ત્રીઓએ પતિના ઘાત કર્યા? ધર્મશાસ્ત્રની વ્યવસ્થાથી તો માત્ર, અક્ષતયોનિ કન્યાનાજ પુનઃ સંસ્કાર થઇ શકે છે, પણ શૂદ્રોમાં તો ક્ષત યોનિઓના પણ નાતરાં એટલે પૂનર્લગ્ન થઇ શકે છે; અને એ પણ વિચારણીય છે કે જેટલી આપત્તિઓ આ ચાલ ન હોવાથી ભોગવાય છે અને ગર્ભપાત–બાળ હત્યા અને આત્મ હત્યા આદિ પાપ કર્મ થાય છે તેની અપેક્ષા પૂનર્વિવાહની પ્રવર્ત્તી થવાથી ઘણીજ ન્યુન આપત્તિ ભોગવવી પડશે. કદાચિત્ કોઇ સ્ત્રી કોઇ વિશેષ કારણથી પતિ ઘાત પણ કરશે તોપણ નીચ પુરૂષોની સાથે મોટા કુળની સ્ત્રીઓનું નાશી જવું, વા ગુપ્ત રીતે વ્યભિચાર કરી ભ્રુણ હત્યા (ગર્ભપાત) આદિથી ભોગવવી પડવાની આપત્તિઓની અપેક્ષા પુનર્વિવાહની આપત્તિ ધ્યાન આપવા યોગ્ય નથી: એમ તો ઘણે ભાગે કર્તવ્ય કર્મોમાં કંઇ ન કંઇ વિઘ્ન ઉભાજ હોય છે; પણ તે માટે ધર્મશાસ્ત્રકારો અને વેદાનુયાયી ધર્માત્મા વિદ્વાનોનો એજ નિશ્ચય છે કે, "જે કાર્યો કરવામાં વ્યાધિ અને હાનિ વા વિઘ્ન ન્યુન હોઇ સુખ લાભ અને ધર્મ અધિક હોય તેનેજ કર્તવ્ય ધર્મ કહેવામાં આવે છે."

કોણ જાણે, શા કારણથી કલિયુગના પૌરાણિકોએ સ્ત્રીઓને અન્યાય આપ્યો? પુરૂષો કરતાં તેમને હલકી ઠરાવી? માત્ર આવા એક પક્ષી મુદ્દાનેજ પકડી ઉતરોત્તર લોકોએ તેમને (સ્ત્રીઓને) પૂરેપૂરો ગેર ઇનસાફ આપ્યો–શૂદ્ર ઠરાવી; પુરૂષોનું સ્ત્રીઓ ઉપર પૂર્ણ આધિપત્ય સ્થાપ્યું–પુરૂષો ચ્હાય તે કામ કરવા માટે સ્વતંત્ર અને સ્ત્રી તે પરતંત્ર! સારાંસમાં ધીરેધીરે અબળા જાતિને જેમજેમ વધુ વધુ અન્યાય પુરૂષો તરફથી મળતો ગયો, તેમ તેમ તે બિચારી જાતિ, તે કષ્ટો–આપત્તિઓ

સહન કરવામાટે પોતાના મન દૃઢ કરતી ગઇ, અને અદ્રશ્ય આશાઓથી લોભાઇ તે અન્યાયને લાભદાઇ, દુઃખને સુખ માની—માન્ય આપવા લાગી. પણ આ પ્રકરણ દેશને અધમ દશાએ પહોંચાડવાનું નિમિત્ત બન્યું, કારણ કે સ્ત્રી, જે એક, દેશના મહાન નરો ઉત્પન્ન કરવાનું અપૂર્વ—અનુપમ ક્ષેત્ર છે-તે ક્ષેત્રનું રક્ષણ નહિ, કેળવણી નહિ, અને માત્ર તેનો દુરૂપયોગ!!

જે દેશમાં સ્ત્રી રક્ષણ, સ્ત્રી શિક્ષણ અને સ્ત્રી કેળવણી માટે કંજુસાઇ દેખાડવામાં આવતી હોય, તે દેશની સંતતિ નિર્બળ અને રોગી અવતરે છે,-બુદ્ધિમાં અને ચપળતામાં કદી પણ સારો દેખાવ આપી શકવાની આશા રાખી શકાતી નથી. હાલમાં બાળ વિવાહની અનિષ્ટકર રૂઢી બંધનનું જોર પ્રબળ હોવાથી ભારતની પ્રજા કેટલી શૌર્યવાન છે તે પ્રત્યક્ષજ છે!!! પરિણામમાં દેશ, બાળ વિધવાઓની સંખ્યાથી પ્રતિ રોજ ઉભરાતો જાય છે, છેલ્લી જન સંખ્યાની ગણત્રી ઉપરથી, હિન્દુકોમની ૧૯,૩૨,૦૦૦ દશ વર્ષની અંદરની પરણેલ, અને ૬૩,૦૦૦ કુંવારી કન્યાઓ માલમ પડીછે, તેમાંથી આખા ભારતવર્ષમાં હિંદુકોમમાં દશ વર્ષની અંદરની અવસ્થાની લગભગ ૨૦ લાખ વિધવાઓ હતી! આ શિવાય ૪૩,૯૫,૦૦૦ થી વધારે હિંદુ કન્યાઓ પરણેલ અને ૧,૭૪,૦૦૦ કન્યાઓ ૧૦ થી ૧૪ વર્ષ અંદરની વિધવાઓ હતી. આ હિસાબે ચાર સધવાએ એક વિધવા મળી આવે છે. ૧૪ વર્ષથી ઉપરની બીજી લાખો વિધવાઓ જે આ સ્થળે ગણત્રીમાં નથી લીધી, તે સર્વે વિધવાઓનો જો સરવાળો કરીએ તો રોમાંચ ઉભા થઇ -હૃદય થરથરવા લાગે છે. આ લાખો વિધવાઓ જેમના અન્તરમાં સદૈવ શોકઅગ્નિ પ્રજવલિત રહ્યો છે। તેમના મનની હોંસ મનમાંનેમનમાં રહી

જાય છે-અંતર ચિંત્તામાં ને ચિંત્તામાંજ સદા બળ્યાજ કરેછે!! આથી તે કુટુંબ શીઘ્ર નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે અને કુળનો ક્ષય થવાથી દેશ પાયમાલ થાય છે. આપણા ગુજરાતમાં એવી ઘણી ન્યાતો છે જેનો કેવળ ક્ષયજ થઇ ગયો છે! ઘણી ન્યાતોમાં કન્યાઓની આછતને લીધે સંખ્યાબંધ વાંઢા પુરૂષો અને બાળ વિધવાઓ દ્રષ્ટિ-ગોચર થાય છે. જે જ્ઞાતિમાં પૂર્વે ૭૦૦ ઘર હતા ત્યાં હાલ ૧૫૦ પણ ભાગ્યેજ નજરે પડે છે! મનુજી મહારાજ કહે છે કે, "જે ઘર-માં (દેશમાં)સ્ત્રીઓને યથોચિત સત્કાર નથી તે ઘર વિદ્યુત્પાત માફક શીઘ્ર નષ્ટ ભ્રષ્ટ થઇ જાયછે" તે ઉત્પાતનો ભારત વર્ષમાં તો ક્યારનો એ પ્રાદુર્ભાવ થઇ ગયો છે! ધન હિનતા, નિસ્તેજતા, નિર્બળતા, રોગ, દુષ્કાળ, મરકી આદિથી પ્રતિ દિવસે ભારત ગારત થતો જાય છે. તોપણ ભારત વાસિઓ પોતાના ગાડરીયા પ્રવાહની દુરાગ્રહી બુદ્ધિ નથી છોડ-તા. દેશોદયનું કારણ સ્ત્રી કેળવણી તથા તેને લગતા સુધારાઓને માન આપી તેને ઉપાડી લેવામાં ધર્માધર્મ અને પાપ પુણ્ય જુવે છો!! થોડા સખેદાશ્ચર્યની વાત નથી કે, પુરૂષ તે સ્વતંત્ર અને સ્ત્રી પરતંત્ર! પુરૂષ જન્મતા વારથીજ કે મર્ણની છેલ્લી ઘડી સુધી પરણવા દોડે, તે સશાસ્ત્ર, ધર્મ્ય અને ન્યાય યુકત ગણાય; અને સ્ત્રીએ તેવા મરણ પથા-રીએ સુતેલા પ્રપિતા સમાન ડોસલા સાથે લગનના ભોગ થઇપડવું, બા-લ્યવસ્થામાં પરણી રંડાવું—તે અવસ્થામાં બાળ વિધવા અક્ષતયોનિ હોવા છતાં તેનું પૂનર્લગ્ન ધર્મ શાસ્ત્રની આજ્ઞાનુકુળ તથા ન્યાય યુકત હોવા છતાં, અમાન્ય અધર્મ્ય અને અશાસ્ત્ર ગણાય!? આ પણ સમયની અને સમયના મનુષ્યોની વિચિત્રતાજ બીજું શું?? ક-લિના પ્રારંભકાળ સુધી તો એક કવિના વાક્ય પ્રમાણે, સ્ત્રી:—

कार्येषु मंत्री करणेषु दासी। स्नेहेषु माता, शयनेषु रंभा. ॥

એ પ્રમાણે સ્ત્રીઓની મહત્વતા તથા ગૌરવનતા વધી ઉંચે અધિકારે પહોંચેલી હતી અને તેથીજ તે કાળ સર્વોપરિ ગણાયો છે, ત્યારબાદ તેમના (સ્ત્રીઓના) અધિકારમાં ઘણી વધઘટ થતી ચાલી—તંત્રકારોએ તેને દેવી સમાન માન આપ્યું, ત્યારે પૌરાણિકોએ તેને છેક હલકી ગણી, વિદ્યાભ્યાસ નહિ, ધર્માધિકાર નહિ, કાંઇ સ્વતંત્રા નહિ અને કેવળ પરાધિનતાની બેડીમાં જકડી નાંખવામાંજ પોતાની વડાઇ માની. પણ તે સમયના ધર્મ જગતમાં ચમત્કારીક પરિવર્તન કરનાર બુદ્ધ ભગવાને તે જાતિને રત્નોની ખાણ ગણી યોગ્ય ન્યાય આપ્યો; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવવામાં પરમ સાહ્યકારી જે સ્ત્રી, તેને પુરૂષોના સમાન હક્ક આપ્યા. જ્યારે પૌરાણિકોએ સ્ત્રીઓને ધર્મ કૃત્યોમાં કેવળ અનઅધિકારીજ કરી નાંખી હતી, ત્યારે વિજયી બુદ્ધ દેવે સ્ત્રીઓને પુરૂષોની માફક પૂર્ણ વૈરાગ્ય ઉપજે સાધુ થઇ, ધર્મના તમામ હકક બક્ષી વિહાર કરવા એટલે ધર્મોપદેશ કરવા દેશાટન કરવાની પૂર્ણ છુટ આપી. જેમ બુદ્ધધર્મના સાધુઓ મૂંડન કરાવી કિરમજી રંગનાં—વા સ્વેતામ્બર પહેરી દેશ પરદેશ ધર્મોપદેશ કરવા ભ્રમણ કરતા, તેમ સ્ત્રીઓને પણ તે ઝુંડમાં સામેલ થવા છુટ આપવામાં આવી. આ રિવાજ દેશ દેશાન્તરોમાં ધર્મ પ્રચારને માટે ઘણોજ ફલદાઇ નિવડયો, અને તે સમયના લોકોને પણ ઘણોજ મનોત્સાહી લાગ્યો. પણ જ્યારે કાળચક્રના ફરી જવાથી પાછું બ્રાહ્મણોનું જોર વધ્યું અને બુદ્ધીષ્ટોને ભારતવર્ષ ત્યાગ કરવું પડયું, ત્યારે બ્રાહ્મણોએ બુદ્ધ ધર્મના અનુકરણ કરેલા અનેક ઉત્તમ લોક પ્રિય રિવાજોમાં સ્ત્રીઓને પુરૂષોની સાથે સન્યાસી થવાની છુટ હતી તે પણ પકડી રાખી. પણ બુદ્ધ ધર્મિઓએ આપેલી છુટ તોમાત્ર પરાર્થ બુદ્ધિથી ધર્મના પ્રચાર માટેજ હતી, પણ આ છુટ તે વખતના

સ્વાર્થી બ્રાહ્મણોને રૂચતી ન આવવાથી તે છુટ નહિ પણ માત્ર સ ખ્તાઇનાજ ફરજીયાત રૂપમાં રહી--પુરૂષો મરતા સુધી એક ઉપર બીજી એમ અનેક વાર પરણે, પણ ચતુર્થાશ્રમનું છેલું આશ્રમ સન્યસ્ત તો વે પોતા ઉપરથી કાઢી નાંખી, જાણે સ્ત્રીઓ ઉપર આધિપત્ય ભોગવવા માટેજ નિર્માણ થયા ન હોય એમ હકક કરવા લાગ્યા. પણ સ્ત્રીનો પતિ ગ્મ્હાય તેવી અવસ્થામાં મર્ણ પામે તોપણ તે દિવસથી તે સ્ત્રી સન્યાસી—જન્મ કેદિની થઇ ગઇ. ધીરે ધીરે આ રિવાજ જુનો થતો ગયો, તેમ તેમ તે ધર્મ ગણાવા લાગ્યો. ત્યારથી તેની હિમાયત કરનારા આ રિવાજને ધર્મશાસ્ત્રાનુંકુળ માને છે. શાસ્ત્રોમાં આ વિષયનું આન્દોલ હોય વા નહિ, તે એક જુદી વાત છે. ધારોકે એક અમુક સમયતે માટે તે સમયની નીતિ રીતિ અને સ્થિતિ લક્ષમાં રાખી અમુક કાયદો બંધાયો, પણ તેથી તે શાસ્ત્ર, ગણિત શાસ્ત્રની માફક સદાકાળ સત્ય રહી શકતું નથી. જેમ ગણિતનો નિયમ ૨×૨=૪ મા કદી ફેર પડતો નથી—તેમ આમાં થતું નથી ધર્મશાસ્ત્રમાં તો જેમ જેમ દેશ કાળની સ્થિતિમાં ફેરફાર પડતો જાયછે, તેમ તેમ તેને ઉપયુકત કાયદા શાસ્ત્ર રચાયછે. તે કદી સદાકાળ એક સરખી રીતે લાગુ પડી શકતા નથી. અવશ્ય તેમાં સમયને અનુસરી પરિવર્તન થતુંજ જોઇએ. અને તેમ થાયછે. તેની સાબિતીમાટે સ્મૃતિઓમાંના પરસ્પરના દેખાતા વિરોધ પ્રત્યક્ષછે; જે સમયમાં જે નવા સુધારા દાખલ થયા હશે, તે સુધારા સામે તે સમયના લોકો સામે થયા હશે? તેને માન નહિ આપ્યું હોય? પણ પાછળથી જેમ જેમ તે યોગ્ય જણાતો ગયો હશે તેમ તેમ તે ધર્માનુકુળ ગણાયો, અને કાળાન્તરે તેજ ધર્મ મનાવા લાગ્યો. તો જે સમયમાં બાળ લગનનો રિવાજ ન્હોતો, ત્યારે દેશમાં લક્ષા વધી બાળ વિધવા-

ઓ પણ હતી નહિ; તેથી તે સમયે તેવી વિધવાઓ માટે કંઇપણ નિયમ બાંધવાની કાંઇ અગત્યતા જણાઇ નહિ હોય, પણ હાલમાં બાળ લગ્નની રીતિ પૂર્ણ રૂપે પ્રસરાયેલી છે, તેના પરિણામમાં લાખો બાળ કન્યાઓ વિધવા થાય છે, તો શું તેવી વિધવાઓને માટે પુનર્લગ્નનો કાંઇક સુધારો, જો કે તે શાસ્ત્રોક્તછે, ન્યાયયુક્તછે તથાપિ જ્ઞાતિ બંધનને લીધે આપણા સમાજમાં તેનો પ્રચાર નથી પણ હાલ તેની ખાસ જરૂર છે; તો શું તેનો પ્રચાર કરવો અધર્મ અને અશાસ્ત્ર ગણાશે? વારૂ, ત્યારે જે શાસ્ત્રો સ્ત્રીઓ માટે લખવામાં આવ્યા છે, તે ઊલટાવીને પુરૂષો માટે લખાઇ પ્રવર્ત્તાવવામાં આવે તો શું 'જુના વિચારનું મંડળ' તે માન્ય કરશે ? મોક્ષ પામવાની તથા સ્વર્ગમાં તેજ પતિને પુનઃ પામવાની અદ્રશ્ય આશાઓ આપી તેમના ઉપર ઘાતકીપણું ગુજારવું, તેમની મનોહરતાનું હરણ કરી સંસારના સકળ સુખોપભોગથી રહિત કરી તેને ઉત્પાતનું કારણ બનાવવું ન્યાય યુક્ત ગણાશે ? શું પુરૂષને સ્વર્ગની ઇચ્છા નથી ? જો છે, તો પોતે તે નિયમ કેમ પાળતા નથી ? શું એક વખત રંડાયેલી સ્રીઓને ફરી ન પરણાવી તે તમામ સ્રીઓને સ્વર્ગની અધિકારી કરી પોતે અનેકવાર પરણી નર્કમાં જવા પસંદ કરે છે? શું સ્વર્ગીય સુખ તેમને ઇષ્ટ નથી?!! પણ ના તેમ નથી. પણ જ્યારે પુરાણકાળમાં "શક્તિ તેજ કાયદો" ચાલતો હતો તેનો નમુનો છે. પણ હવે અશક્તિવાનોનો ભાગ્યોદય થવાથી તરવારના જોરથી ધર્મ ચલાવવાનો સમય નથી, યાજ્ઞિકો પશુને યજ્ઞમાં હોમી તેને સ્વર્ગમાં મોકલવાની ક્રુર ક્રિયાઓ કરવાનો સમય હવે રહ્યો નથી, બિચારી સ્ત્રી પતિ સાથે જીવતા બળે વિગેરે ઉપદેશ કરવાનો આ સમય રહ્યો નથી, દિવસે દિવસે વિ-

થાનો પ્રસાર થવાથી વિચારવંત લોકો તે માન્ય કરતા પણ નથી તેમ બ્રિટિશ સરકારનું રાજ્ય સ્થાપન થયા પછી તરવારના બળે ધર્મ મનાતા અટક્યો. સતિ થવાનો ચાલ બંધ પડ્યો, બાળ લગ્નની અવસ્થામાં કંઇક ફેરફાર થયો હવે દેશના પરોપકારી પુરૂષો જો કે સંખ્યામાં ઘણા થોડા છે, તોપણ પુનર્લગ્નના વિષયમાં શાસ્ત્રાધારે કંઇ છુટ મેળવવા સતત્ ઉદ્યોગ કરે છે. પ્રથમ, બાળ લગ્ન માટે સખ્ત પ્રતિબંધ બાંધી દૈવયોગે થતી અક્ષતયોનિ કન્યાઓના પુનઃસંસ્કાર માટે જ્ઞાતિના આગેવાનોએ છુટ આપવી. સ્ત્રી કેળવણી અને સ્ત્રી શિક્ષાનો બ્હોળો ફેલાવો થવો એજ દેશોદયને માટે આવશ્યકીય છે અજ્ઞાન કન્યા બાલ્યાવસ્થામાં વિધવા થઇ જ્યારે પૂર્ણ યૌવનાવસ્થામાં આવશે ત્યારે તેમના અસિમ દુઃખની કહાણી પુછવામાં આવે તો તે અકથનીય દુઃખ પૂર્ણ રીતે કહી શકતી નથી. એક મહાનસાગરને પાર કરવો અને પોતાનું આયુષ્ય પુરૂ કરવા જેવું દેખાય છે; આ સર્વ મહાન આપત્તિઓની નિવૃત્તિ માત્ર બાલ્ય વિવાહના બંધ પડવાથીઅને સ્ત્રી શિક્ષણના પ્રચારથીથશે. હજુ તે બંધપડવાને ઘણો સમય જોઇએ, પણ જ્યાં સુધી તે ચાલુ છે, અને તેથી ભોગ થઇ પડેલી તથા થતી વિધવાઓના દુઃખની નિવૃત્તિ માટે પુનર્લગ્ન થવાં જોઇએ, ચાલુ દુઃખના નિવારણ માટે ઉપાય ન કરતા ભવિષ્યમાં આવનાર દુઃખને માટે ઉપાય યોજવા તે બુધ્ધિમત્તા કહેવાય નહિ. તેટલા માટે પ્રથમ વર્તમાન કલેશો અને સાથેજ જેથી કલેશ ઉત્પન્ન થાય છે, તેના નિવારણમાં બાળવિવાહ બંધ કરી પુનર્લગ્નની છુટ આપવી એજ પ્રયોજનીય છે.

ઘણા લોકોનું કહેવું છે કે, જેમ મુસલમાનોના ભયથી બાળ લગ્ન કરવાની જરૂર જણાઇ તેથી તે ચાલ નીકળ્યો, પણ હવે જ્યા-

રે તે બંધ પાડવાની આવશ્યકતા જણાઇ ત્યારે તે કેવો કષ્ટ સાધ્ય થઇ પડયો છે. તેજ પ્રમાણે આજકાલ પૂનર્વિવાહની જરૂર જણાય છે, સમય જતા તે રિવાજ પણ પ્રચલિત થઇ રૂઢી બંધન થઇ જશે. પણ જ્યારે તેની જરૂર નહિ રહે ત્યારે તેને બંધ પાડવો ઘણું મુસ્કેલ થઇ પડશે. આના ઉતરમાં કહેવાનું કે, જો તમામ શુભ કામોમાં આ વિચાર કરવામાં આવે તો શુભ કાર્યો આરંભવાજ ન કરવા જોઇએ; જે જે શુભ કાર્યોનો આરંભ આપણે લાભકારી સમજીએ છીએ તેમાંથી કેટલાકનો ભવિષ્યમાં હાનિકારક પણ હશેજ! આજ નિયમ પ્રમાણે પુનર્વિવાહની આવશ્યકતા હાલ આપણને છે કારણકે હાલ તે સુખદાઇ છે પણ જ્યારે બાળ લગ્ન અટકી ગયા હોય ત્યારે લોકો પોતેજ હાનિકારક જાણી નહિ કરે-એવી ભગડચુ શું? સંસારના બધા કાર્યો એવા નથી કે જે સદાકાળ સુખદાઇ રહે. જેમ ભોજન વસ્તુ ખાતી વખતે સુખદાઇ છે પણ પરિણામમાં દુર્ગન્ધિનો ઉત્પાદક છે, જો દુર્ગન્ધિનો ભય કરીએ તો ભોજનપણ ન કરવું જોઇએ. તેટલા માટે દેશની વર્તમાન વિપત્તિ નિવારણને માટે આ પુસ્તકમાં દર્શાવ્યાનુંસાર બાળલગ્નનો અટકાવ અને દર્શિત વિધવાઓના પુનઃ સરકારમાં પ્રવૃત્તિ કરવી અતિ આવશ્યક અને ઉપકારી છે; અસ્તુ.

આ પુસ્તક તૈયાર કરવામાં આધાર માટે, પ્રયાગ આર્ય ધર્મ સભા માટે પંડિત વર્ય **ભીમસેન શર્મા** રચિત વિવાહ વ્યવસ્થા, સકકરવાળા બાબુ બી. આર. ચટરજી કૃત સેકરેડ થોટસ તથા પ્રસિધ્ધ સરદાર બહાદુર દયારામ ગીદુમલ કૃત સ્ટેટયુઓફવુમેન ઓફ ઇન્ડીયા, વિગેરે વિગેરે નાના મોટા લેખો તથા પુસ્તકોનો આશ્રય લીધો છે. તેથી તે સર્વેના કર્તાનો અત્યંત આભારી છું

કે તેમના મહામૂલ્ય આધારને લીધે ગુજરાતી ભાષામાં આ એક પુસ્તક તૈયાર કરવા શક્તિમાન થયો છું. સુજ્ઞ ન્યાયી વાંચકો પુસ્તકની ભાષા દોષ તથા છાપદોષ તરફ લક્ષ ન આપતા તેમાં સમાયેલ વિષય ઉપર ધ્યાન આપી જો ન્યાય દૃષ્ટિમાં તે યોગ્ય લાગે તો તેની પ્રવૃત્તિ કરવા ઉત્સુક થશે, તો ઉપર દર્શીત કર્તાઓનો તથા મારો શ્રમ કૃતાર્થ થયો સમજાશે.

સંવત ૧૯૫૭ ના શ્રાવણ શુદ ૧
અમદાવાદ

લિં. શેવક.
બાલાભાઇ. જ. વૈશ્ય.

# જાહેર ખબર.

## તૈયાર છે મંગાવી લ્યો !

પરમ પ્રસિદ્ધ ધર્મ વીર પંડિત દયાનંદ સરસ્વતીના અપૂર્વ સાહસ બળે, સભાજીત વિદ્યા બળે અને અનુપમ જ્ઞાન બળથી કયો ભારતી પુત્ર અજાણ હશે ? તે મહા પુરૂષે ધર્મ જગત પર જે પલટો ખવરાવ્યો છે તે ઉપર દૃષ્ટિ કરતા આ માનુષિ કાર્ય નહિ પણ દૈવી કાર્ય હોવાનું મન કબુલ કરે છે,—તો આવા દૈવી પુરૂષના જીવન ચરિત્રમાં આપણને કેટલુ બધું જાણવાનું શીખવાનું તથા મનન કરવાનું હોવું જોઇએ માત્ર ભારત વર્ષમાં તે મહર્ષિએ સ્થાપિત આર્ય સમાજોની ૯૦૦ સમાજો—અને તેમાં પ્રતિ દિવસે થતા વધારા ઉપરથીજ જણાઇ આવે છે. તો આવા દેશી ધર્મવીરનું જીવન ચરિત્ર વાંચવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ મેળવવાનો સુપથ સહેજ હાથમાં આવશે. વધુ ખાતરી માટે અભિપ્રાયો વાંચો. મૂલ્ય રૂ. ૦—૧૪—૦ પોષ્ટ જુદું.

ॐ

॥ तत्सत्परमात्मने नमः ॥

# પૂનર્લગ્ન શશાસ્ત્ર છે ?

## ખંડ ૧ લો,

## વિવાહ વિચાર.

જે મહત્વના વિષયના નિર્ણયના ફલિતાર્થ રૂપે આ નાનકડો ગ્રંથ યોજવા યત્ન કરવામાં આવ્યો છે, કે જેના પ્રયોજન વિષે પુસ્તકની શરૂઆતમાં ઉપોદ્ઘાતમાંજ દર્શાવવામાં આવ્યુછે, તે વિષય; શ્રુતિ સ્મૃતિથી લઇને રૂષિ મુનિઓના અભિપ્રાય સાથે મેળવી આપત્કાળ માટે કર્તવ્ય ધર્મ વિષયો માટે જે મર્યાદાઓ બાંધવામાં આવી છે, તેને આધારે, તથા પ્રસ્તુત નીતિ રીતિ અને સ્થિતિનો વિચાર કરી સયુક્તિક પ્રમાણો મેળવી સિદ્ધ કરી દેખાડવામાં આવશે. ધર્મ વિષયક તમામ નિર્ણય માટે મહર્ષિ મનુજી મહારાજનો સિદ્ધાન્ત છે કેઃ—

श्रृति स्मृतित्युदितं धर्ममनुतिष्ठन्हि मानवः।
इह कीर्त्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥१॥
श्रृतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥२॥

**અર્થ**—શ્રૃતિ સ્મૃતિઓમાં જે ધર્મ વર્ણવ્યો છે તેનું અનુષ્ટાન કરનાર મનુષ્ય આ સંસારમાં કીર્ત્તિ અને મરણાન્તરે અત્યુત્તમ સુખ જે મોક્ષ તેને પામે છે. × શ્રૃતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર. વેદ અને વેદાર્થના જાણનારા ધર્મ શાસ્ત્ર પુરૂષો આ બન્ને શાસ્ત્રોને સર્વ વિષયોમાં નિર્ભ્રાન્ત સ્વતઃ પ્રમાણ માનનીય ગ્રન્થ ગણે છે. અર્થાત ધર્માત્મા લોકો સર્વ કામ સદા ધર્માનુસારજ કરે છે. આ બે મુખ્ય શાસ્ત્રો શિવાય પણ અનેક સત્શાસ્ત્રો છે. તે મધ્યેથી પણ ધર્મનું તત્વ ગ્રહણ કરવું જોઇએ. પ્રથમ, વેદાદિ શાસ્ત્રોના અભિપ્રાયને લઇને વિવાહ વ્યવસ્થાનો વિચાર કરવો જોઇએ.

આધુનિક કાળમાં આપણા દેશમાં ચતુર્થાશ્રમના નષ્ટ ભ્રષ્ટ થઇ જવાથી તેસાથેજ વિવાહ વ્યવસ્થા પણ કેવળ અધમાવસ્થાને પહોંચી છે—પુત્ર પુત્રીઓના લગ્ન અતિ બાલ્યાવસ્થામાંજ કરી નાંખવામાં આવતા હોવાથી, મનુષ્ય જન્મના જીવન દોરીનો અન્ત અધવચમાંથીજ આવી જાય છે—અર્થાત્ તૂટી જાય છે—આથી આ સમય લગ્નને માટે કદી પણ યોગ્ય ગણાઇ શકતો નથી. વેદમાં તો યુવાવસ્થામાંજ લગ્ન કરવાની સ્પષ્ટ આજ્ઞા આપે છે, જુવોઃ—

**उशतीः कन्यला इमाः पितृलोकात्पतिं यतीः।**
**अव दीक्षामसृक्षत॥ अर्थव०कां०१४अ०२मं०५२॥**

---

×લોકાચાર તથા અન્ય ગ્રન્થોની અપેક્ષા શ્રૃતિ સ્મૃતિ બન્ને શાસ્ત્ર પ્રબળ છે, અર્થાત જ્યાં લોકાચારાદિ અને શ્રૃતિ સ્મૃતિમાં પરસ્પર વિરોધ આવે ત્યાં શ્રૃતિ સ્મૃતિ અનુકુળજ કાર્ય ધર્માજ્ઞા પ્રમાણેજ કરવું જોઇએ.

**અર્થ**—"કન્યાજન કામવતી થઇ પિતાના ઘેરથી પતિને પ્રાપ્ત કરી દીક્ષા અર્થાત વિવાહ દીક્ષાને પ્રાપ્ત થાય." જુવો, વેદના આ મંત્ર ઉપરથી તો સ્પષ્ટ એજ સિદ્ધ થાય છે કે, જ્યારે કન્યા કામાવતી થવા લાગે ત્યારેજ લગ્ન કરે; તેજ પ્રમાણે બીજા શાસ્ત્રોની પણ શાક્ષિ મળે છે કેઃ—

**कुमारीं शिक्षयेद्विद्यां धर्मनीतौ निवेशयेत् ।**
**द्वयोः कल्याणदा प्रोक्ता या विद्यामधिगच्छति ॥१॥**
**ततो वराय विदुषे कन्या देया मनीषिभिः ।**
**एष सनातनः पन्था ऋषिभिः परिगीयते ॥२॥**

**અર્થ**;—"કુંમારી કન્યાને પ્રથમ સારી પેઠે વિદ્યા ભણાવી ધર્મ નીતિમાં પ્રવેશ કરાવવો, કારણ કે જે કુંમારિકા વિદ્યાને પ્રાપ્ત થાયછે તે પોતાના પિતા અને પતિના ઉભય કુળને સુખ આપનારી થાયછે. આ ધર્મ શિક્ષા અને વિદ્યા પ્રાપ્તિ થયા પછી વિદ્વાન વરને કન્યા આપવી. રૂષિ લોકોએ આનેજ સનાતન ધર્મ માન્યો છે." કન્યાઓને વિદ્યા * સમ્પાદન કરાવવાની આવશ્યકતા વિષે ત્રિવર્ગ શાસ્ત્રકાર ભગવાન વાત્સાયન મુનિજીના બે સુત્રો અવસ્ય ધ્યાન આપવા યોગ્ય છેઃ—

---

* કન્યાઓને કયી પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ, આ વિષયાન્તર હોવાથી અત્રે તેનું વિસ્તાર પૂર્વક વિવેચન કરવું યોગ્ય ધાર્યું નથી.

**तस्माद्वैश्वासिकाज्जनाद्र हसिशास्त्रैकदेशं शास्त्रं वा स्त्री ग्रहणीयात् ॥१॥**
**प्रत्ता च पत्युरभिप्रायात् ॥२॥**

**અર્થ:**—"સ્ત્રીએ વિશ્વાસ પાત્ર જન પાસે એકાન્તમાં શાસ્ત્રનો એક દેશ વા પૂર્ણ શાસ્ત્ર ભણવું. ત્યારપછી વિધિ પૂર્વક દાન આપી વરાવેલી કન્યા પોતાના પતિના અભિપ્રાય પ્રમાણે વિદ્યા ભણે."

આ આદિ અનેક પ્રમાણોથી એજ સિદ્ધ થાયછે કે કન્યા પ્રથમનો બાલ્ય કાળમાં પૂરે પૂરી વિદ્યા ભણે; તત્પશ્ચાત યોગ્ય વયે લગ્ન કરે. આપણા દેશમાં સામ્પ્રતકાળમાં પ્રવૃત્તમાન થયેલી લગ્ન રૂઢીના આધારે થતા લગ્ન, લગ્નજ કહી શકાશે નહિ. સેહેજ વિચાર કરતાં પણ માલમ પડેછે કે, વિદ્યા ભણી ધર્મ નીતિમાં પ્રવર્ત્ત થવું તે સાત, આઠ, નવ કે દશ વર્ષની અજ્ઞાન બાળિકાઓના સંબંધમાં કદી પણ ઘટી શકતું નથી. અને તે બનવું પણ કેવળ અશકય અને અસંભવિત છે; તે ઉપરથી એ નિર્ણય થાય છે કે, શાસ્ત્રકારોનો સિદ્ધાન્ત યોગ્ય વય થતાં સુધી વિદ્યા સંપાદન કરી ધર્મ નીતિમાં પ્રવર્ત્ત થઇ યુવાવસ્થામાંજ લગ્ન કરવાનો છે, નહીં કે અજ્ઞાનાવસ્થામાં વિદ્યાહિન રહી ધર્મ નીતિનો શબ્દ પણ કર્ણગોચર થયો ન હોય તેવી બાલ્યાવસ્થામાંજ લગ્ન કરી સંસારના અપ્રતિમ સુખની ધૂળધાણી કરવાનો. પૂર્વ કાળમાં વિવાહ વ્યવસ્થા તદન વેદાનુકુળજ હોવાથી તે સમયની ગૌરવતા, શ્રેષ્ટત્વતા માટે આપણે ગર્વાનંદથી પ્રફુલ્લ થઇએ છીએ; કે આધુનિક કાળની દુષ્ટ:નિય ઢીંગલા

ઢીંગલીઓના ધર્માજ્ઞાથી વિરૂદ્ધ માત્ર પેટ ભરા કાળા અક્ષરને કુટી મારનાર લાકડે માંકડું વળગાડી આપનાર ગોરમહારાજની સ્વાર્થ પરાયણ વૃત્તિથી થતા હસ્તમેળાપને લીધે!!! ઘણા લાંબા કાળની વાત કોરે મૂકી માત્ર આજથી પાંચહજાર વર્ષ ઉપરના મહાભારતાદિના ઇતિહાસો ઉપરથી પણ ખૂલ્લે ખૂલ્લુ માલમ પડે છે કે તે સમયમાં પણ બાલ્યાવસ્થામાં લગ્ન કરવાની પ્રથા તદન ન્હોતીજ. તે પછી ઘણા કાળ સુધી મુસલમાનોના પ્રાદુર્ભાવ થતા સુધી પણ આ મહા ભયંકર બાળલગ્નની કુરીતિ આપણા સમાજમાં દાખલ થવા પામી ન્હોતી. તે સમય સુધી તો કન્યા યુવાવસ્થા થતાં સુધી શાસ્ત્રોકત વિદ્યા ભણતી. જેના પરિણામમાં, રૂક્ષ્મણી, દમયન્તી, દ્રોપદી આદિ સેંકડો પ્રભાવશાળી વિદુષિ સ્ત્રીઓના વૃતાન્ત ઇતિહાસ પ્રસિદ્ધછે. વેદમાં જેજે વિવાહ વિષયક મન્ત્રો છે તે ઉપરથી પણ ખાત્રી થાય છે કે, કન્યા અને વર બન્ને શુશિક્ષિત અને યુવાવસ્થિત હોવા જોઇએ. જેમકે પાણિ ગ્રહણ પ્રસંગે સપ્તપદી *પ્રતિજ્ઞાઓમાં વર કન્યાને સંબોધીને કહે છે કે,—

**अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः**
**सुमनाः सुवर्चाः । वीरसूर्देवकामा स्योना**
**शं नो भव द्विपदे शं चतुष्पदे ॥**

---

*સપ્તપદી—એટલે લગ્ન પ્રસંગે વર કન્યામાં થતી પરસ્પરની સાત પ્રતિજ્ઞાઓ. હાલમાં તેને બદલે પાટલા ઉપર ધાન્યની સાત ઢગલીઓ કરી વર કન્યાના હાથનો સ્પર્ષ કરાવે છે. કે જેથી તે પ્રતિજ્ઞાઓનો ભાવ આવી જાય.!!

## ऋग० मं० १० । सू० ८५ मं० ४४ ॥

અર્થ—"હે ભદ્રે! તું અપતિઘ્ની અર્થાત પતિનો નાશ વા પતિથી અતિ દ્રોહ કરનારી કદી ન થઈશ. પતિ વીગેરે તરફ કુદૃષ્ટિથી ન જોનારી, પશુ આદિ માટે કલ્યાણકારિણી, પ્રસન્ન ચિત્ત, શુભ કાન્તિયુક્ત વીર પુત્રોને ઉત્પન્ન કરનારી તથા ક્રિડાની ઇચ્છા રાખનારી સુખદા થજે, અર્થાત અમે દ્વિપદ મનુષ્યાદિના નિમિત્ત અને ચતુષ્પદ પશું વિગેરેના નિમિત્ત કલ્યાણકારી થા?" અથર્વ વેદના કાંડ ૧૧ પ્રપાઠક ૨૪ માંના મંત્ર ૧૮માં લખ્યું છે કે;—

## ब्रह्मचर्य्येण कन्या युवानं विन्दते पतिम् ।

અર્થ—"જે પ્રકારે પુત્ર બ્રહ્મચર્ય સેવન કરે છે તેજ પ્રકારે કન્યા પણ બ્રહ્મચર્ય સેવન કરી સુવિદ્યા અને ઉત્તમ શિક્ષાને સંપાદન કરી તરૂણાવસ્થામાં પોતાના સદ્રશ્ય રૂપ ગુણ લાવણ્યતા તથા વિદ્વતામાં બરોબરીયા યુવા પતિને મેળવે." શ્રોત્રિસુત્રમાં પણ લખ્યું છે કે:—

## इमंमंत्र पत्नी पठेत ।

"આ મંત્ર પત્ની ભણે" તેજ ગ્રન્થમાં આગળ લખ્યું છે કે!—

## वेदं पत्न्यै प्रदायवाचयेत् ॥ श्रो० सू०

અર્થ—"પોતાની સ્રીને યજમાન વેદનુ પુસ્તક આપીને ભણાવે "આથી આગળ વધીને યમ રૂષિ કહેછે કે—

## पुराकल्पेषु नारीणां व्रतबन्धन मिष्यते ।

**अध्यापनंच वेदानां सावित्रीवाचनं तथा॥ १ ॥**

"પૂર્વકાળમાં સ્ત્રીઓને યજ્ઞોપવિત, વેદાધ્યાયન, અને ગાયત્રી મંત્રનો જપ, એ સર્વે ક્રિયાઓ પુરૂષોના સમાન થતી હતી." વિવાહ વિધિમાં વેદના મન્ત્રો લખ્યા છે કે:-

**इयं नार्य्युपब्रुते लाजानावपन्तिका ।**
**आयुष्मानस्तु मे पातिरेधन्तां ज्ञातयो मम स्वाहा ॥**

**અર્થ**—"આ નારી ( જેનું લગન થઇ રહ્યું છે તે) ધાન્યોને વેદીમાં હોમતી વખતે કહે કે 'મારો પતિ આયુષ્માન-દિર્ઘાયુ થાય, અને મારા કુટુમ્બજન વૃદ્ધિને પ્રાપ્ત થાય' તેજ પ્રમાણે:—

**इमाँल्लाजानावपाम्यग्नौ समृद्धि करणं तव ।**
**मम तुभ्य चसंवदनं तदग्निरनुमन्यतामियँ स्वाहा॥**

કન્યા કહે છે કે-" હે પતિ! હું આપની સમૃદ્ધિ વધારનારા આ ધાન્યોને અગ્નિમાં હોમુ છું. મારો અને આપનો જે સંવાદ થયો છે તેને અગ્નિ દેવ ( સર્વેશ્વર ) અનુકૂળ માને. અર્થાત મારા અને આપના વચ્ચે થયેલા સ્નેહ ભાષણને સર્વથા સત્ય માને." તેજ પ્રમાણે વિવાહ વિધિ માટે, ૠગ વેદના મંડળ ૧૦ સૂત્ર ૪૫ના મંત્ર-૧૯ માં પણ સપ્ત પદી વખતે વર કન્યાના સંવાદ સમયે પતિ પત્નીને કહે છે કે:— "હે નારી! તને સૌભાગ્યવતી કરવા માટે હું તારો હાથ ગ્રહણ કરૂં છું જેથી કરીને તું મારી સાથે મારી

ધર્મ પત્ની તરીકે વૃધ્ધાવસ્થા પર્યન્ત રહે. અને મારૂં તારી શાથે પાણિ ગ્રહણ કરવાનું પ્રયોજન અગ્નિ હોત્રાદિ ગ્રહસ્થોના પત્ની સંબંધીના સર્વે કામ પૂર્ણ કરવાને માટે છે. ઇત્યાદિ. * * * * * તેટલા માટે આપણે બન્ને વિવાહ કર્મને પ્રાપ્ત થઈ વીર્યને ધારણ કરી ઉત્તમ સંતતિને ઉત્પન્ન કરી ઘણા પુત્રોને પ્રાપ્ત થઇએ, અને આપણા તે પુત્રો પૂર્ણ અવસ્થાવાન વૃધ્ધ થાય." તેજ પ્રમાણે:—

**ध्रुवमसि ध्रुवं त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयी । मह्यं त्वादाद्बृहस्पतिः मया पत्या प्रजावती सञ्जीव शरदः शतम् ॥**

પતિ કહે છે કેઃ— હે ભદ્રે ! તું ધ્રવ છે, તું ધ્રુવને હું જોઉં છું-તું આ ગ્રહસ્થાશ્રમમાં મારાથી પોષણ થવા યોગ્ય ધ્રુવરૂપ નિશ્ચલ થા. બૃહસ્પતિ દેવે (ઇશ્વરે) તને મારા સુખને માટે અર્પી છે, તેથી તું તારા આ પતિ સાથે પ્રજાવતિ થઇ સો વર્ષ જીવનારી થા." વીગેરે વિવાહ વિધિની અનેક પ્રસિધ્ધ ક્રિયાઓ પૂરે પૂરી રીતે યુવાવસ્થામાંજ કન્યાઓના લગ્ન માટે પુષ્ટિ આપે છે. અને તે, ઉત્તમ ફળદાયક હોવાને લીધેજ જે સમયમાં તે પ્રથા પ્રવર્તમાન હતી તે સમય સર્વોપરી ગણાયો છે; અને હાલ તે વિધિઓ માત્ર પુસ્તકના પૃષ્ટો ઉપરજ રહેલી હોવાથી અને હાલની વિવાહ વિધિ માત્ર ગોર મહારાજના જીભના ટેરવે સંસ્કૃત ભાગ્યા તુટ્યા રમી રહેલા અંડબંડ ઠેઠ ગુજરાતી મિશ્રીત મંત્રોના આધારેજ થતી હોવાથી, પૂર્વ સમયનો ઉચ્ચ હેતુ કષ્ટ સાધ્ય થઇ પડ્યો છે. વિ-

વાહ વિધિના મંત્રો ઉપર સહેજ નજર કરતા સ્પષ્ટ જણાઇ આવે છે કે, કન્યા અને વર બન્ને વિદ્યા ભણેલા, અધિક અવસ્થાયુકત મંત્રોકત પ્રતિજ્ઞાઓને પોતાની પૂર્ણ રાજી ખુશીથી કરી, તે પૂર્ણપણે સમજવાનું જ્ઞાન કરાવી તે પાળવાને મન દૃઢ સંકલ્પવાન બન્યુ હોય ત્યારેજ તેમના લગ્નની ગાંઠ બંધાવવા પામતી. અને આમ થતું હોવાથીજ તેવા પ્રકારે થયેલા લગ્ન સુખરૂપ અને કલ્યાણકારી નીવડી ગૃહસ્થાશ્રમના તમામ કર્તવ્ય પૂર્ણ થઇ શકતા હતા. અન્યથા અનાધિકારી વર કન્યાને (હાલના પ્રચલીત રીવાજ પ્રમાણે) ગૃહસ્થાશ્રમનો અધિકાર આપવામાં આવે તો “ भस्मानिहुतम् ” ના બરોબર નિષ્ફળ જાય છે. અને આપણે હાલ જોઇએ છીયે તે પ્રમાણે સંસાર દુઃખ રૂપ અને દયાજનક થઇ પડે તે ન્યાય સિધ્ધજ છે. સામાન્ય રીતે જોતાં પણ માલમ પડેછે કે વર્ણાશ્રમની વ્યવસ્થાજ ઐહિક અને પારલૌકિક તમામ સુખોનું મુળ કારણ છે; તેનાજ અન્તર્ગત ધાર્મિક ( Relegious ) નૈતિક ( Moral ) સામાજીક ( Social ) અને રાજનૈતિક ( Political ) ઉન્નતિ દૃષ્ટિગોચર થાય છે. અને તેમાં પણ ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમોનું મુળ અને પોષક છે.—

**सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः**
**गृहस्थ उच्यते श्रेष्टः स त्रीनेतान् विभर्त्तिहि**

અર્થ— “બ્રહ્મચર્યાદિ બધા આશ્રમોમાં શ્રુતિ સ્મૃતિના પ્રમાણથી ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ટ છે, કારણ કે આ આશ્રમ બ્રહ્મચર્ય

વીગેરે આશ્રમોનું પોષક છે, નહિ તો બ્રહ્મચારી, સન્યાસી આદિ અતિથિ ગણને ભોજન મળવું તે પણ કઠણ થઇ પડે."

અહાહા ! ગૃહસ્થાશ્રમ કેટલી બધી શ્રેષ્ટતા તથા ગૌરવતા ભોગવે છે. આવા ભારે માનનીય આશ્રમનુ મુળ પાણિ-ગ્રહણ દ્વારા સ્ત્રી પુરૂષનો સંયોગ છે. જેની ઉત્પત્તિ માત્ર સૃષ્ટિ પ્રવાહને પ્રવર્ત્ત રાખવા માટેજ નિર્માણ થઇ હોય તેમ જ્ઞાત થાય છે. સંસારમાં ધર્મ શાસ્ત્ર પ્રમાણે થયેલ લગ્નદ્વારા 'વર' 'વધુ' ઉતમ નિયમોનુ પાલન કરી બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સન્યસ્ત આશ્રમના આશિંર્વાદ રૂપ બની આ જન્મની સાફલ્યતા કરે. મનુ સ્મૃતિના અધ્યાય ૯ ના શ્લોક ૯૬ માં લખ્યું છે કેઃ—

**प्रजनार्थं स्त्रियः सृष्टाः सन्तानार्थं च मानवी ।**
**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः॥**

**અર્થ**—"પરમેશ્વરે ગર્ભને ગ્રહણ કરી તેની રક્ષા કરવા માટે સ્ત્રીઓને, અને ગર્ભ સ્થાપનને માટે પુરૂષોને ઉત્પન્ન કર્યા છે. પતિ પત્નિના ગૃહસ્થાશ્રમના સર્વ સાધારણ અગ્નિ હોત્રાદિક વૈદિક ધર્મ વેદમાં વર્ણવામાં આવ્યા છે તે પ્રમાણે બન્ને એ વર્તવું."

ખરૂં છે, મહાભારતમાં પણ લખ્યું છે કેઃ—

**भार्यावन्तः क्रियावन्तः सभार्यागृहमेधिनः ।**

**અર્થ**-"પત્નિવાન ગ્રહસ્થ અગ્નિ હોત્રાદિ ધર્મ ક્રિયાઓ ઉત્તમ પ્રકારે કરી શકે છે. તે ગૃહનુ ભૂષણ છે. ઈ." મતલબ કે સંસારમાં ઉત્તમ સ્ત્રી રત્ન મળ્યું હોય તો આલોકિક તથા પારલૌકિક તમામ સુખ

મનુષ્યને સહેજ પ્રાપ્ત થઇ શકે છે, અન્યથા નહિ. આ ઉપરથી સૃષ્ટિ કર્તા પરમેશ્વરનોજ એ અભિપ્રાય સિદ્ધ થાય છે કે સ્ત્રી પુરૂષની જોડી રૂપ ગુણમાં સરખી હોઈ પાણિ ગ્રહણ દ્વારા સંયોગ કરી સ્વાર્થ સાથે પરાર્થ પણ સિધ્ધ કરે. તો નિ:સન્દેહ બુદ્ધિમાં એજ આવે છે કે પરમ કૃપાળુ જગદીશ્વરના આ ઉત્તમ અભિપ્રાયને યથાવત પૂર્ણ કરવો જોઇએ. તો આ મનોરથ ત્યારેજ સિધ્ધ થશે કે જ્યારે આપણા દેશમાં લગ્નના સમયમાં પરિવર્તન થઇ પ્રાચીન લગ્ન વ્યવસ્થા પુન: પ્રવર્તમાન થાય, તે શિવાયના તમામ ઉપાયો આ મહાન ખરાબીને રોકવા માટે વ્યર્થજ જવાના. જુવો રૂગ્વેદના મંડળ ૩ સુત્ર ૫૫ ના મંત્ર ૧૬ માં વરવા યોગ્ય કન્યાનો પ્રકાર લખ્યો છે.—

**आं धेनवो धुनयन्तामाशिश्विः सबदुर्घा शशया अप्रदुग्धाः । नव्या नव्या युवतयो भवन्तीर्महद्देवानामसुरत्वमेकम् ॥**

**ભાવાર્થ**—"બાલ્યાવસ્થા રહિત એટલે યુવાન, સ્વપુત્રોએ જેનું દુધ પીધુ ન હોય તેવી, બળવાન, શિઘ્ર ચાલનારી, પતિ આદિના પવિત્ર સંબંધોને પૂર્ણ કરે અર્થાત જ્ઞાન પૂર્વક પૂર્ણ કરે તેવી, જેનું દુધ ઉત્પન્ન થનાર પુત્રો યથા સમય પીધા કરે એવી, વારંવાર નવિન નવિન યુવાવસ્થાને પ્રાપ્ત થાય તેવી સ્ત્રીઓ વેદ મંત્રાદિથી વિવાહ સંબંધી પ્રતિજ્ઞાઓ કરે."

આ પ્રમાણે, પૂર્ણ બ્રહ્મચર્ય પાળી સ્ત્રી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે તો એથી પોતાના વિદ્વાન પતિને પોતે મ્હોટા આધાર રૂપ થઇ પડે છે: અર્થાત ઉપરોકત ગુણવંતી સ્ત્રીઓ સાથે પાણિ ગ્રહણ કરનારનું ગૃહસ્થાશ્રમ પૂર્ણ રૂપે પ્રકાશી નીકળે છે. આ પ્રકારે સ્ત્રીઓ યુવાવસ્થાને પ્રાપ્ત થાય ત્યારેજ ધર્મ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે વિવાહ યોગ્ય થઇ ગણાય. પુરૂષને માટે તો બ્રહ્મચર્ય માટેની મર્યાદા પ્રસિધ્ધ છે. તે વિષે રૂગવેદમાં લખે છે કે:—

**यथा—युवा सुवासाःपरिवीत अगात्स उ श्रेयान्भवति जायमानः । तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो मनसा देवयन्त ॥**

**અર્થ**—"બ્રહ્મચર્યને સમાપ્ત કરી સુંદર વસ્ત્રાભૂષણ યુકત યુવા પુરૂષ જ્યારે ગૃહસ્થાશ્રમમાં દાખલ થાય છે, ત્યારથી તે ગૃહસ્થ અતિ કલ્યાણકારી થાય છે. તેવા ગૃહસ્થને અન્ય વિદ્વાન જન ચિત્તથી ચાહી ઉન્નતાવસ્થાને પહોંચાડે છે." આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે જે પ્રમાણે પુરૂષ પૂર્ણ બ્રહ્મચર્ય દ્વારા વિદ્યોપાર્જન કરે છે તેવીજ રીતે સ્ત્રી પણ બ્રહ્મચર્ય પાળી વિદ્યા સંપાદન કરી ધર્મ નીતિ તથા વ્યવહારિક જ્ઞાન મેળવે, મતલબ કે આ વા પુરૂષ ગ્રહનો ભાર બરોબર રીતે ઉપાડી શકે તેવી યોગ્યતા પ્રાપ્ત કરે ત્યારેજ યોગ્ય વયે લગ્ન કરે. આમ થાય તો જ આ નીચેની આજ્ઞા પણ યથાવત પાલન થઇ ગણાય:—

कन्याप्येवं पालनीया शिक्षणीयातियत्नतः ।
देया वराय विदुषे धनरत्नसमन्विता ॥ महानि० अ० ७८

અર્થ—"પિતાએ પુત્ર વત્ કન્યાનું પણ પાલન કરવું. અને અતિ પ્રયત્નની સાથે શિક્ષા યુકત કરીને ધન રત્નાદિ સહીત વિદ્વાન વરને આપવી" તેજ પ્રમાણે મનુ સ્મૃતિના અધ્યાય નવના ૧૦૧ તથા ૧૦૨ માં ના શ્લોકોનો પણ મુખ્ય અભિપ્રાય એજ છે કે સ્ત્રી પુરૂષમાં પરસ્પર વિરોધ થઇ વ્યભીચાર ન થવો જોઇએ, અને સદા પ્રીતિ બની રહેવી જોઇએ." તો આ સર્વહેતુઓ પાર પડવા ત્યારેજ સંભવે છે કે જ્યારે કન્યાને બુદ્ધિમતી થવાનો પુર્ણ અવકાશ મળી પોતાના કર્તવ્યનું પુરેપુરૂ જ્ઞાન થાય, કે જેથી પોતાની સંસાર યાત્રામાં જોઇતા યોગ્ય સાથીને શોધવામાં છેતરાય નહીં. મનુજી મહારાજ સાફ આજ્ઞા આપે છે કે—

अज्ञातपतिमर्य्यादामज्ञातपति सेवनाम् ।
नो द्वाहयेत् पिता कन्यामज्ञातधर्मसेवनाम्

અર્થ—"જે સ્ત્રી પતિ સાથે વર્તવાની મર્યાદા નથી જાણતી, પતિની શેવા કરવાનું પણ જેને જાણ્યું નથી, એવી અજ્ઞાન કન્યાનો વિવાહ પિતાએ કરવો નહિ." અર્થાત જ્યારે પતિની સાથેનો સંબંધ—તેની સાથે વર્તવા અને પતિ શેવાને યથાર્થ રીતે સમજવા લાગે ત્યારેજ વિવાહ કરવો. તેમ પતિએ પણ બુદ્ધિ, રૂપ, શીલ, અને શુભ લક્ષણોથી યુકત કન્યાનુંજ ગ્રહણ કરવું, અને આ

સ્ત્રી પણ તેવાજ લક્ષણ યુક્ત પુરૂષને ગ્રહણ કરવો, હવે આ સ્થળે આપણે એ પણ નક્કિ કરવાની જરૂર છે કે "યુવા" અને "યુવતી કયી અવસ્થાને કહેવામાં આવે છે:—

पञ्चविंशे ततो वर्षे पुमान् नारीतु षोडशे ।
समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥

અર્થ—"પચ્ચીસ વર્ષનો પુરૂષ અને સોળ વર્ષની નારી—આ બન્નેનું સામર્થ્ય તુલ્ય હોય છે. માટે આજ સમયે બન્નેનુ પાણિગ્રહણ પૂર્વક ગર્ભાધાન થવું ઊચિત છે. દીર્ઘાયુ થવાની, તથા ઉત્તમ પરાક્રમશાળી ધીરવીર સંતતિ ઉત્પન્ન કરવા જીજ્ઞાશા રાખનારાઓએ તો જેમ બને તેમ વધુ બ્રહ્મચર્ય પાળી ગર્ભાધાન કરવું. શાસ્ત્રકારોએ પુરૂષને માટે વધારેમાં વધારે બ્રહ્મચર્યની મર્યાદા ૪૧ વર્ષ પર્યન્તની અને સ્ત્રી માટે ૨૫ વર્ષની બાંધી છે. વૈદક શાસ્ત્રનો પણ અભિપ્રાય છે કે, સ્ત્રી પુરૂષે સદા જીતેન્દ્રિય રહી લાંબા કાળે જ્યારે ઇચ્છા થાય ત્યારે ગર્ભ ધારણ તથા ગર્ભ સ્થાપન કરવો.

बाल्यमाषोडशाद्वर्षात्ततो मध्यो ऽधिसप्ततिः
वृद्धस्तदूर्ध्वं विज्ञेयो वयोमानमिति त्रिधा ॥

उक्तं च वागभट्टे ॥

મહર્ષિ વાગભટ્ટજી કહે છે કે—"૧૬ વર્ષ સુધી બાલ્યવસ્થા,

૧૬ થી ઉપર ૭૦ વર્ષ સુધી મધ્યમાવસ્થા અને તેથી ઉપરની વૃદ્ધાવસ્થા ગણાય છે. આ પ્રમાણે મનુષ્યની અવસ્થા ત્રણ પ્રકારની છે. કારણ કે:-

**वयस्याषोडशाब्दालं तत्र धात्विन्द्रियौजसाम्।**
**वृद्धि रासप्ततेर्मध्यं यत्रावृद्धिः परं क्षयः ॥२॥**

૧૬ વર્ષ સુધી બાલ્યવસ્થા છે-તે સમયમાં ધાતુ ઇન્દ્રિઓ અને પરાક્રમની વૃધ્ધિ થાય છે. ૭૦ વર્ષ સુધી મધ્યમાવસ્થા છે—તે સમયમાં વૃધ્ધિ થતી નથી. અને ૭૦ વર્ષથી ઉપરની અવસ્થા ક્ષિણાવસ્થા છે. માટે ધર્મ શાસ્ત્રની આજ્ઞાનું તથા વૈદ્યકના નિયમનું પાલન કરવા માટે ચાર વર્ષની અવસ્થા સુધી પુત્રીનું લાલન પાલન કરવું. પછી ૧૬ વર્ષ સુધી શુભ ગુણો અને સુવિદ્યાનું શિક્ષણ આપવું. ત્યાર પછી યોગ્ય વર મેળવી પુત્રીનો વિવાહ કરી ગ્રહ કૃત્યમાં જોડવી.

તાત્પર્ય એજ છે કે સ્ત્રી પુરૂષને વિવાહ કરવા યોગ્ય સમય ૧૭ વર્ષ પછીનોજ છે. * આ ઉપરથી એ સિધ્ધ થાય છે કે આજ કાલ આપણા દેશમાં ૯-૧૦ વર્ષની બાળકીના થતા લગ્ન શાસ્ત્ર

---

* આ નિયમ માત્ર સ્ત્રીનેજ લાગુ પાડી શકાય કારણ કે પુરૂષના બ્રહ્મચર્યની અવધી તો વધુમાં વધુ ૪૫ વર્ષની છે. અને સ્ત્રીની ૨૫ વર્ષ સુધીની. તોપણ સ્ત્રી ૧૭ વર્ષની ઉમર સુધીમાં અને પુરૂષ ૨૦-થી ઉપરની વયે લગ્ન કરે તો વૈધકના તથા શાસ્ત્રના નિયમ પ્રમાણે બાળલગ્ન ગણાશે નહીં.

થી તેમ વૈદ્યકના નિયમથી કેવળ વિરૂધ્ધ છે, અને તે માટે હાલ-નો લોકાચાલ શાસ્ત્રની આજ્ઞાનો ભંગ કરતા છે, અને તેથીજ તે રીવાજ આટલો બધો હાનિકારક છે કે જેનું ફળ આપણે પ્રત્ય-ક્ષ જોઇએ છીયે; કારણ કે ૧૬ વર્ષ સુધીની સ્ત્રી "બાળા" કહેવાય છે. ૧૬ વર્ષથી ત્રીશ વર્ષ સુધી "યૌવનાવસ્થા" ૫૫ વર્ષ પર્યન્ત "પ્રૌ-ઢા" અને તેથી આગળ "પ્રગલ્ભા" કહેવાય છે. ત્યારે કામ શાસ્ત્ર ના, ધર્મ શાસ્ત્રના, તથા વૈદ્યક શાસ્ત્ર આદિના નિયમોનો તદન ભંગ કરી અતિ બાલ્યાવસ્થામાં પુત્ર પુત્રીનો સંયોગ કરવામાં આવે તો બંને જણ લૌકિક તથા ધાર્મિક વિષયોમાં અભિજ્ઞ હોય એતો સ્પષ્ઠ સિધ્ધ થાવ છે. પછી તેમનો સંસારરથ નિયમ પૂર્વક ચાલે અને તેમાંથી સુખની આશા રાખવી એતો માત્ર અ-જાલ સ્તનવતજ ગણાય. આશ્વાલયન તથા ગૃહ્ય શુત્રોની ઉત્તર વિવાહ વિધીમાં પણ બંનેનું લગ્ન યૌવનાવસ્થામાંજ થવું જોઇ-એ એ સ્પષ્ટ માલમ પડે છે. જુવો:—

## ऊर्ध्वं त्रिरात्रात् सम्भव इत्येके ७–२–प्र०५ क०

કેટલાક આચાર્યોના મત "લગ્ન થયા પછીત્રણ દીવસ સુ-ધી બ્રહ્મચારી રહી ચોથે દીવસે ઉત્તર વિવાહ અર્થાત ચતુર્થી કર્મનો વૈદિક હોમ કરી તેજ રાત્રિએ સંતાનોત્પત્તિ માટે ગર્ભાધા-ન કરે તો પુત્રોત્પત્તિ થવાનો સંભવ છે." આ આજ્ઞા તરફ નજ-ર કરીએ છીએ તો આથી પણ આપણા વિષયને પુષ્ટિ મળે છે કે, જો લગન પછી તરતજ ત્રીજે ચોથે દિવસને માટે ગર્ભાધાનની આ-જ્ઞા શુત્રકારો આપે છે તો તે પ્રમાણે કરવામાં આવે તો ગર્ભ સ્થિ-તિ ૧૬ વર્ષથી ન્યુનાવસ્થાની કન્યામાં થઇ શકતી નથી; માટે

જો ૧૬ વર્ષની ... કન્યાની હોય તોજ તે બની શકે છે. તો વિવાહ વિધિ પ્ર... એજ નિશ્ચય થયો કે, ૧૨ વા ૧૪ વર્ષ સુધીની બાળાનું ૨૦ વા ૨૫ વર્ષ સુધીના વર સાથે લગ્ન કરવું. કદાપિ બાલ લગ્નની હિમાયત કરનાર મિથ્યા દુરાગ્રહી, દેશને રસાતલ પહોંચાડનાર સ્વાર્થાન્ધ લોકો એમ કહેશે કે, શાસ્ત્રનો સિધ્ધાન્ત છે અને તે આધારેજ અમે કન્યાના લગ્ન કરીએ છીએ. જુવો:—

**अष्ट वर्षा भवेद गौरी नव वर्षाच रोहिणी ।**
**दश वर्षा भवेत कन्या ततऊर्ध्वं रजस्वला ॥१॥**
**माताचैव पिता तस्या ज्येष्ठ श्च भ्रातातथैवच्च।**
**त्रयस्ते नरकयान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम॥२।**

અર્થઃ—"પુત્રી આઠમે વર્ષે "ગૌરી" નવમા વર્ષે "રોહિણી" દશમે વર્ષે "કન્યા" અને તે પછી તેની "રજસ્વલા" સંજ્ઞા થાયછે. દશમા વર્ષ પછી વિવાહ ન કરતાં રજસ્વલા કન્યાને માત પિતા અને તેનો મ્હોટો ભાઇ આ ત્રણે જણ જુવે તો નરકમાં જાય."

તેનું સમાધાન—આ શ્લોક કોઇ આપત્કાળને માટે રચાયેલો હોવો જોઇએ; નહિ તો જો સદાને માટે હોય તો, આ એક શ્લોક ધર્મ શાસ્ત્રના તથા વૈધક આદિના તમામ નિયમો ઉપર કાપ મુકે તેવો છે. તેમાં વળી આ શ્લોક, પ્રમાણ અને યુકિત બન્નેથી વિરૂધ્ધ હોઇ અગ્રાહ્ય છે. જુવો, પ્રથમ તો આપણે શ્રુતિ સ્મૃતિના પ્રમાણોથી

[સિધ્ધ કરતા આવ્યા છીયે કે, લગ્ન પૂરી અવસ્થાએજ કરવું. બાદ વૈ-ધકનો નિયમ જોઇએ છીએ તો તેથી પણ આપણી વાતને પુષ્ટિ મળેછે કે, ૧૬ મા વર્ષ પછી ૨૫ વર્ષની અવસ્થા થયા વગર શરીર બળિષ્ટ થઇ વીર્યનું થવું પરીપકવ તથા ગર્ભાશયનું સ્થિર થવું કદી સિધ્ધ થઇ શકતું નથી. માટે ઉપરનો મંત્ર અસંબંધ છે. તે ઉપરાંત આ મંત્ર સર્વત્ર, સર્વકાળિક સર્વ માન્ય પણ થઈ શકતો નથી. કારણ કે, સર્વ પ્રદેશોમાં સમકાળેજ કન્યા રજસ્વલા થઇ શકતી નથી. અર્થાત્ શીત પ્રદેશમાં ૧૮—૧૯ વર્ષ, તો કોઇ દેશમાં ૧૪–૧૫ વર્ષ અને કોઇ દેશમાં ૧૬—૧૭ વર્ષ. અતિ ગરમ દેશોમાં ઓછા-માં ઓછા ૧૨ વર્ષેજ સ્ત્રી રજસ્વળા થાય છે. આ સંબંધે પ્રસિદ્ધ ડા૦ ડીલ સ્ત્રી ચિકિત્સામાં પોતાના પરીપૂર્ણ અનુભવથી સાબિ-ત કરે છે, અને પોતાના બનાવેલા "સ્ત્રીઓના દર્દ" નામના પુ-સ્તકમાં પોતે અખત્રા તરીકે અજમાવેલું નીચેનું કોષ્ટક આ-પે છે. તે મહાશયે દરેક પ્રદેશની કુલ ૧૨,૦૩૭ સ્ત્રીઓમાંથી દેશ-કાળના ભેદે કરી રૂતુમતી થયેલી સ્ત્રીઓનું નીચેનું પરિણામ આપ્યું હતું.

ઉષ્ણ પ્રદેશમાં તે સંખ્યામાંથી ૬૬૬ સ્ત્રીઓ ૧૩.૪૯ માં વર્ષ. શીતોષ્ણ કટિબંધમાં ૭૨૩૭ સ્ત્રીઓ ૧૪.૯૫ માં વર્ષ અને શીત કટીબંધમાં ૪૧૩૪ સ્ત્રીઓ ૧૪.૪૧ માં વર્ષ રૂ-તુમતી થઇ. તો આ હિસાબે શરેરાસ ૧૪. ૪૧ માં વર્ષે સારી તન્દુરસ્તી ધરાવનારી સ્ત્રી ને રજો દર્શન થવું વૈધકના નિયમોને અનુસરી માની શકાય છે; દાખલા તરીકે રૂ કાંતવાના કારખાના-ઓમાં કૃત્રિમ ગર્મી વધારે હોવાથી તેમાં કામ કરતી સ્ત્રીઓ અતિ શીઘ્ર રૂતુમતી થાય છે. તે કરતાં અતિ શીઘ્ર

રૂતુમતી થવાનું કારણ ધાતુવાતું(રોગ વિશેષ) છે. જે પુષ્પ જલદી-થી ફુટે છે તે જલદીથીજ સૂકાય છે. માટે કન્યા અતિ શીઘ્ર પુષ્પ વતી થાય એ સ્વાભાવિક નહિજ પણ રોગ ગ્રસ્ત હોવાનું કારણ છે. શૃંગારીક સહવાસમાં વધારે વખત રહેવાથી કન્યા જ-લ્દી રૂતુમતી થાય છે. તો આ સર્વ અનુભવ સિધ્ધ તથા સંભવિત કારણોને ધ્યાનમાં લઇએ છીયે તો પછી ઉપલા અપવાદ રૂપક શ્લોકમાં કેહેવામાં આવ્યું કે રજસ્વલા કન્યાને માત પિતા જુવે તો દોષિ-ત થાય, પણ આ વાકય કેવળ અયુકત છે કારણ કે રજો દર્શન વિષે સુશ્રૃતકારનો સિદ્ધાન્ત આ પ્રમાણે છે :—

रसादेव स्त्रिया रक्तं रजःसंज्ञं प्रवर्त्तते ।
तद्वर्षाद्द्वादशादूर्ध्वं याति पंचाशतः क्षयम् ॥

અર્થ—"રસ નામક પ્રથમ ધાતુથી સ્ત્રીનો માસિકધર્મ પ્રવર્ત્ત થાય છે, તે (ઓછામાં ઓછા) ૧૨ માં વર્ષની અવસ્થાથી લઇને આ-રંભ થાય છે અને ૫૦ વર્ષની અવસ્થા થયા પછી નષ્ટ થાય છે." દેશકાલના શીત ઉષ્ણ આદિના ન્યુનાધિકતાના પ્રભેદથી ઓછામાં ઓછા ૧૨ વર્ષે અને વધારેમાં વધારે ૧૮ વર્ષે રજો દર્શન થાય એ વૈદ્યકનો નિયમ સર્વથા માન્ય ગણાયો છે. ૧૨ વર્ષથી પૂર્વે તો રજોદર્શન નજ થવું જોઇએ; અને જો થાય તો તે કોઇ રોગ વિશેષથી થવુ સંભવે છે, આતો રજો દર્શનની મર્યાદા બંધાઇ; પણ ૧૬ વર્ષની અવસ્થાના પહેલા ગર્ભ ધારણનું સામર્થ્ય ગર્ભાશયને કદાપિ આવી શકતું નથી. તે વિષે સુશ્રૃતમાં પ્રમાણ છે કેઃ—

ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षितस्थः सविपद्यते ॥
जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥

અર્થ—"પચ્ચીશ વર્ષથી ઓછી અવસ્થાનો પુરૂષ ૧૬ વર્ષ થી ઓછી અવસ્થાની કન્યામાં ગર્ભધારણ કદી ન કરે. અને જો કરશે તો તે ગર્ભ, ગર્ભાશયમાંજ વિકારી થઈ જશે. વા ઉત્પત્તિની અવધિના અધવચમાંજ પડી જશે. અને જો કદાચ ઉત્પન્ન પણ થાય તો, અતિ થોડા કાળમાં મરી જશે, અને કદાચ જો જીવે તોપણ અતિ દુર્બલેન્દ્રિય, નિસ્તેજ, બલબુદ્ધિહીન અને ચીડીઆ સ્વભાવનો થઈ, સૃષ્ટિ કર્ત્તા ઈશ્વરનો હેતુ જે સ્ત્રી પુરૂષના સંયોગથી ઉત્તમ કલ્યાણકારી સંતતિ ઉત્પન્ન કરવી તે નષ્ટ થઈ, ઈશ્વરેચ્છા વિરૂદ્ધ માત્ર પૃથ્વિને ભારે ભારનારી—અન્ય જીવોને પોતાદ્વારા થતી દુર્ગન્ધીથી સંતાપનારી વર્ણશંકર પ્રજાની સંખ્યા વધી જવાથી દેશને રસાતળ પહોંચાડવાનુ નિમિત્ત બની દેશના અભ્યોદયને આડા આવનારા વિઘ્નો રૂપ થઈ પડશે. માટે અત્યન્ત બાલ્યાવસ્થાની કન્યામાં ગર્ભાધાન નજ કરવો. જ્યારે આ કારણોને લઈને ૧૬ વર્ષ અંદર ગર્ભાધાન કરવાનોજ નિષેધ કરવામાં આવેછે તો બાલ્યાવસ્થા સૂધી કન્યા પોતાના પિતાના ઘરમાં રહી વિદ્યાધ્યયન કરી શુભ લક્ષણ યુક્ત થાય અને તેમ કરવાથી જો કદી રજોદર્શન પણ ગા-

મ તો એમાં દોષ શો ? ઇશ્વરાજ્ઞા પૂર્ણ કરવા પોતાના કન્યાને પિતા પોતાની પાસે રાખી શુભ વિદ્યા ભણાવે, તેમ કરતા યોગ્ય ઉમ્મરે સ્ત્રીના શરીરના સ્વાભાવીક નિયમ પ્રમાણે દેશકાળના ભેદે કરી વહેલી વા મોડી પુત્રી રતુગતી થાય એમાં પાપ હોય ?! અને તેના પિતા માતા અને જ્યેષ્ટ ભ્રાતા નરકમાં જાય તો પછી ઇશ્વરનો ન્યાયજ ઉલટો કહેવાય ! ના, પણ તેમ કદી બનતુંજ નથી. ઇશ્વરનો ન્યાય સદા સત્યજ હોય છે, અને તેના કાયદા તેમ ફાયદા પણ લાભ કર્ત્તાજ હોય છે. માત્ર અપવાદ રૂપક પૌરાણિક એકાદ બે શ્લોકોનેજ દુરાગ્રહથી પકડી રહેવું એ ડહાપણ નહિ પણ મહા મૂર્ખાઇ વીના બીજુ કંઇ ન કહેવાય !!

યોગ્ય પતિ મળતા સુધી પિતા પોતાની પુત્રીને પોતાના આશ્રયમાં રાખે તેમાં પાપ કદી માનીજ ન શકાય. તે વિષે મનુજી મહારાજની આજ્ઞા છે કે, " કન્યાએ બાલ્યાવસ્થામાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધાવસ્થામાં પુત્રોના આધિનમાં રહેવું." તો પછી મનુજી મહારાજની આ આજ્ઞાનો લોપ કરી પોતાની પુત્રીને સાપનો ભારો ગણી બાલ્યાવસ્થામાંથીજ તેના પતિને સોંપી દેવી, આથી તો ઉલ્ટો પોતે પુત્રીને પાલન પોષણ કરવાની પોતાની ફરજજંજાળમાંથી છુટી પારકાને વલગાડી પોતે મૂક્ત થવાના ગંભિર દોષનો ભાગી થાય છે. ૧૬ વર્ષ સુધી બાલ્યાવસ્થા પણ આગળ સિદ્ધ થઇ ચૂકી છે, તેથી ૧૬ વર્ષ પર્યન્ત તો કન્યાએ પિતાના ઘરમાંજ રહી પિતા આદિ વડીલની આજ્ઞા પ્રમાણે વિદ્યા સંપાદન કરવી એજ આ સર્વેનો અભિપ્રાય છે. મનુજી મહારાજનો તો એ પણ દૃઢ સિધ્ધાંત છે કેઃ—"કન્યા પિતાના ઘરમાં યથેષ્ટ જીવન પર્યન્ત

રહે તોપણ તેને ગુણહીન વરને કદાપિ ન આપવી," આથી એ પણ સિધ્ધ થાય છે કે, મર્ણ પર્યન્ત રૂતુમતી કન્યાનું પિતાના ઘરમાં ર્‌હેવું ગુણહીન પતિને આપવા કરતા શાસ્ત્રકારોએ ઉત્તમ માન્યું છે. અતિ આશ્ચર્ય તથા ખેદની વાર્ત્તા છે કે આપણા ડાહ્યા દેશીઓ સ્વધર્મ ચુસ્ત કહેવાઇ, શ્રી રામ, કૃષ્ણ, મનુંજી વ્યાસ વીગેરેને ભગવાન માની જ્યારે તેમના નામ પાછળ તો તન મન અને ધનનો ભોગ આપવા કદી પાછી પાની કરતા નથી; ત્યારે આ તેમની આજ્ઞા-તેમના શ્રી મુખેથી નીકળેલા સુખદાઈ માહા વાકયો-ને તો ધોઇજ પીએ છે !!! આ મહાનુભાવોની તો કન્યા આજ્ઞા જ્યાં સુધી જ્ઞાનવાન ન થાય અને યોગ્ય પતિ મળતા સુધી પૂર્ણ સંભાળ થા સત્કાર પૂર્વક પોતાના (પિતાના) આશ્રયમાં રાખવાની છે, ત્યારે તે આજ્ઞાનો લોપ કરી કોઇ ખાસ અમુક સ-મયને માટેજ રચાયેલા શ્લોકને પ્રધાન ગણી તેનેજ માન આપી રૂષી મૂનિઓના અતિ કલ્યાણકારી વાકયો ઉપર કાંઇ પણ લક્ષ ન આપતાં ઉલટા વેદાનુકુળ વાકયોને નિષેધક માનવા એ થોડા ખેદની વાત છે ?! આથી તેનાં કેવાં કડવાં ફળ ચાખવાં પડે છે, (?) સ્વાન્તરમાં તો ભડકા બળી રહ્યા છે, તથાપી મિથ્યા ગર્વિ—રૂઢીઓના ફાસ બનેલા બગભક્તો "મીયા પડયા તો પણ ટંગડી ઉચી" દેખાડી પોતાનો મિથ્યા દુરાગ્રહ છોડતા નથી. પણ આપણે આ સ્થળે, તેવા લોકોનો દુરાગ્રહ છોડવવા મથન કરવા ઉદ્યત થયા નથી, આપણો ઉદ્દેશ તો માત્ર તેવા રૂઢી ભક્તોને એજ દેખાડી આપવાનો છે કે, આધુનિક વિવાહ વ્યવસ્થા શાસ્ત્રાનુંકુલ છે કે નહી ? તો વાંચકને ખાત્રીજ થઇ હશે કે શાસ્ત્રાધારે તો લગ્ન યુવાવસ્થામાંજ કરવાં જોઇએ; અને તે પણ સરખા રૂપ ગુણ સ્વભાવવાળા સ્ત્રી પુરૂષના ય-

યાવત્ વેદોક્ત રીતિ પ્રમાણે થાય તોજ તે લગ્ન શાસ્ત્રોકત લગ્ન કહી શકાશે; અને આ લગ્ન—સંયોગથી મનવાંચ્છિત ફળ પણ પ્રાપ્ત કરી શકાશે, અન્યથા નહિ. તે શિવાયના લગ્ન શાસ્ત્ર વિરૂદ્ધ અને અમાન્ય ઠરે છે. માટે બાલ્યવસ્થામાં તથા ગુણહીન કન્યા પુત્રોના લગ્ન કદાપિ નજ કરવા જોઈએ. યોગ્ય વયે વર કન્યા સ્વયં પોતેજ વેદ મંત્રો દ્વારા પરસ્પર પ્રતિજ્ઞાઓ કરી, તે પૂર્ણ કરવાની શક્તિ પ્રાપ્ત થઈ હોય તે સમયનાજ લગ્ન શાસ્ત્રોકત-ફળદાયી લગ્ન કહી શકાય છે. જો કદી એમ કહેવામાં આવે કે, 'વર કન્યાની વતી પૂરોહિત-બ્રાહ્મણ તથા આચાર્ય (ગોર) તે પ્રતિજ્ઞાઓના મંત્રોને ભણે, તો શું વિવાહ થયો ન ગણાય'? ઉત્તર:-પણ પરસ્પરની જે પ્રતિજ્ઞાઓ—કોલ કરાર જેને માટે કરવામાં આવેછે, તેઓજ જ્યારે તેમાં શો ભાવાર્થ સમાયેલા છે તે સમજતા ન હોય તો તેમના સન્મુખ તે ભડ ભડ બોલી જવાથી શો લાભ થવાનો હતો? શું આ પ્રતિજ્ઞાઓ ગોરને પૂર્ણ કરવાની હતી? પ્રતિજ્ઞા છે વર કન્યાને કરવાની, અને કરે ગોર, તો આ પ્રકાર તો એક અભણ માણસ પાસે વિશ્વાસઘાતથી દસ્તાવેજ ઉપર તેની મંજુરી લેવા જેવું થયું; તેજ પ્રમાણે આ લગ્ન પણ, ઉત્તમ ફલદાઈ વેદોકત ગણાય નહિ. જુવો વર કન્યા પરસ્પર પ્રતિજ્ઞા કરે છે કે:—

**मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं ते अस्तु । मम वाचमेकमना जुषस्व ब्रहस्पति ष्ट्वा नियुनक्तु मह्यामिति ॥**

અર્થ—"હું મારા હૃદયને તારા હૃદયમાં ધારણ કરૂં છું. તારૂં ચિત્ત મારા અનુકુળ થાય." આ મંત્રમાં "મમ" અને "તવ" એટલે "મારૂં" અને "તારૂં" આ સર્વનામ છે, તે આચાર્યને બોલવા માટે નથી; પણ વર વધુએજ બોલવા જોઇએ. માટે વેદ મંત્રોની પ્રતિજ્ઞાઓ વર કન્યાએ પોતેજ કરવી જોઇએ. તેમ છતાં પણ જો કદી તે લોકો (આચાર્યો) એમ કહેશે કે, તેવા વેદ મંત્રો અમે વર વધુ પાસેજ બોલાવરાવીએ છીયે. તોપણ આ પ્રકારે થયેલો વિવાહ, વિવાહ કહી શકાશે નહિ. કારણ કે જો કદી આચાર્ય તે પ્રતિજ્ઞાઓ વધુ વર પાસે બોલાવરાવે, તો જે મંત્રનો અર્થ તથા તેનો અભિપ્રાય તે બન્ને જન બીલકુલ સમજતા નથી, તો પછી જ્ઞાન વગરનું ફળ શું? અને ફળ વગરનું કાર્ય—સર્વ વ્યર્થજ સમજવા. આ ઉપરથી પણ આ લગ્ન (બાલલગ્ન) શાસ્ત્રથી તથા યુકિતથી પ્રતિકુળ હોઇ, શાસ્ત્રોકત વિવાહ કહી શકાશે નહિ. જ્યારે વર કન્યા, વિવાહ વિધિના મંત્રો પોતે ભણી તેનો અર્થ જાણી તે પૂર્ણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી, પ્રથમ પરસ્પરના ગુણ કર્મની પરીક્ષા કરી યોગ્ય વયે લગ્ન કરે, તોજ તે સમયે કરેલી પ્રતિજ્ઞાઓ સફળ થાય છે. અન્યથા નહીં. અને વળી કદાચ સ્વાર્થાન્ધ લોકો એમ પણ દલીલ કરશે કે, "વર કન્યા પ્રતિજ્ઞાઓ તથા તેના અર્થને ન જાણે અને તેમના માત પિતા, વા વડીલ, કોઇ સારો વર પસંદ કરી લગ્ન કરે તો શું નુકશાન?" ઉત્તર—ત્યારે તો પછી આ પણ મદારી વાંદરાઓને નચાવવા જેવોજ પ્રકાર થયો ગણાય. બીજુ કાંઇજ નહિ.—જેમ મદારી વાંદરાના ગળામાં દોરડું બાંધી જેમ નચાવવા ધારે છે તેમ વાંદરા નાચે છે; પણ બીચારા વાંદરા કયાં જાણે છે કે આ શી ક્રિડા છે?" તેજ પ્રમાણેના વર કન્યાના બાલ્ય વિવાહ સમજી લેવા.

સ્વાર્થી મનુષ્ય પોતાનો કક્કો ખરો ઠરાવવા મિથ્યા દુરાગ્રહ પકડી વળી દલીલ કરશે કે:—"અમે (આચાર્ય) વેદ મંત્રનો તાત્પર્ય વર કન્યાને સમજાવીએ તો શી હરકત છે?" તો આના ઉત્તરમાં એજ કહેવાનું કે, પ્રથમ તો બાળક બાળકીને તેનું તાત્પર્ય સમજવાનું જ્ઞાનબળજ હોતું નથી. અંતરથી સ્ત્રી પુરૂષોમાં સાંસારીક કર્મની અભિલાષા પણ હોવી જોઇએ. અને આ બનવું અધિકાવસ્થા વગર કેવળ અસંભવ છે. કારણ કે વર કન્યા જ્યાં સુધી અતિ બાળક છે ત્યાં સુધી નતો તેમને સાંસારિક કર્મની અપેક્ષા અને નતો તેમને તેનું જ્ઞાન હોય છે. તો પછી બાળકોના આ પ્રમાણે થયેલા અકાલિક લગ્ન થયા તે પણ ન થયા બરોબરજ ગણાય. જેમ બાલ્યવસ્થાના પતિજ્ઞા પત્ર વા કરાર (Agreement) ન્યાયાલય (Court) ના કાયદાથી વિરૂદ્ધ હોવાથી રદ ગણાય છે તેજ પ્રમાણે આ અતિ બાલ્યાવસ્થાના વિવાહ પણ વેદ શાસ્ત્ર રૂપ નિયમ તેમ ગવરન્મેન્ટના કાયદાથી કાચી વયના (Under Aged) ગણાઈ રદ બાતલ ઠરે છે. આપણે "વિવાહ" શબ્દનો અર્થ જોઇએ છીએ તો એથી પણ એજ માલમ પડે છે કે, તેના વાચ્યાર્થને અનુસરીનેજ આજકાલ આપણામાં લોકાચાર પડી ગયો છે! જુવો, આપણામાં બ્રાહ્મણથી લઇને શુદ્ર પંકિતના તમામ લોકોમાં આ "લગ્ન" શબ્દના વાચ્યાર્થને લઇનેજ તેની તમામ ક્રિયાઓ કરવામાં આવે છે:—મુકરર કરેલી તિથિએ વર પક્ષનો[1] જનસમુહ એકત્ર થઇને કન્યાને ઘેર જાય છે. ત્યાં મંડપ (માંડવા) માં સર્વને સત્કાર આપવામાં આવે છે. પછી કન્યાપક્ષ તરફથી આમંત્રણ થવાથી વરને મંડપમાં પ્રવેશ કરાવતા પહેલા, દ્વાર આગળ વધુ સામે આવી કેટલીએક સમસ્યાઓની ચેષ્ટા કરે છે. આ અવસરે

કન્યા નિર્દોષ અજ્ઞાન નાની બાળકી હોવાથી, તેની વતીનો વેશ તેની માં આદિ વડિલ સ્ત્રી ભજવે છે, અર્થાત્ કેટલાક લોકાચાર કરેછે. જે સર્વનો ભાવાર્થ એજ દેખાય છે કે વરના રૂપ ગુણ ચાતુર્યતા તથા પરાક્રમ આદિની પરીક્ષા માટે સ્મસ્યાપૂર્ત્તિ. આ પ્રસિદ્ધ ક્રિયા થયા પછી વરને વિવાહ મંડપમાં પ્રવેશ કરાવવામાં આવે છે, ત્યાં આગળ બનાવેલી વેદી આગળ વર વધુ તેમના વડીલો તથા બીજા કેટલાક સભ્ય ગ્રહસ્થો, આચાર્યો વિગરે બેશે છે. આ સ્થળે વર વધુ માટે અનેક પ્રસિધ્ધ ક્રિયાઓ-હસ્ત મેળાપ આદિ થાય છે. અત્યાર સુધી તો આ સઘળું અધુરૂ લગ્ન થયું ગણાય છે. ક્ષત્રિય આદિ કેટલીક જ્ઞાતિઓમાં આ સપ્ત પદી ક્રીયા થયા પછી ચોથે દીવસે ચતુર્થ કર્મવિધિ થાય છે પણ વૈશ્ય વિગેરે જ્ઞાતિઓમાં તો સપ્તપદી ક્રિયા થયા પછી તેજ રાત્રિએ તરતજ ચોરીમાં ચાર ફેરા ફેરવી માત્ર મુકરર કરેલા એક બે કલાકના ટુંક સમયમાં ચતુર્થ કર્મ વિધિની ક્રિયાઓનો ગોટાળો પીંડાળોવાળી લગ્ન પૂરા થયા ગણાય છે. * આ લોકોચાલ ઘણા ફેરફાર સાથે આપણી પૂર્વની વૈદિક લગ્ન ક્રિયાનું ભાન કરાવવા માટે પૂરતું સાધન છે. ખરી વાત છે કે, પાણિ ગ્રહણ સમયમાં ભણવાના મંત્રોજ સ્ત્રી ભાવ અને પતિ ભાવ થવાના લક્ષણ રૂપ છે. તે મંત્રોની અવધિ સપ્તપદી ક્રિયા થતાં સુધીની છે; પણ પાણિ ગ્રહણ સમ્બન્ધી મંત્રોની કંઇ

---

* આ જ્ઞાતિઓમાં જ્યારે લગનનો ખરો તડાકો હોયછે, ત્યારે ગોર મહારાજો એક ન્યાતમાં તે રાત્રે ૫૦ લગન હોય તો રાત્રિના ૨—૩ વાગ્યા સુધીમાં સર્વેને પતાવી દે છે.!!! અર્થાત હસ્ત મેળાપ થયો અટલે પત્યું-લગ્ન થયું.

પણ ક્રિયા વિધિ પૂર્વક ન થઇ હોય અને લગ્ન શબ્દની પ્રવૃત્તિ થઇ હોય, જેમ કે:—

**इच्छयाऽन्योन्यसंयोगः कन्यायाश्च वरस्यच ।**
**गान्धर्वःस तु विज्ञेयो मैथुन्यः कामसम्भवः ॥**

અર્થાત—"કન્યા અને વર બન્નેની કામાશકિત પૂર્વક ઇચ્છાથી સંયોગ થઇ જાય તો તેને ગાન્ધર્વ વિવાહ કહેવામાં આવે છે." આમાં કામોત્પતિ પ્રાધાન્ય હોવાથી મૈથુનને માટેજ સંયોગ થયેલો સમજવામાં આવે છે. આ પ્રકારના વિધિ રહિત લગ્ન રાક્ષસ અને પિશાચ લોકો કરે છે. પણ આપણા વિવાહ તો આસુરી વિવાહની માફક કામેચ્છા પૂર્ણ કરવા માટેજ કરવામાં આવતા નથી. વ્યભિચારાદિના ભોગ ભોગવવા માટેની ઇચ્છાની તૃપ્તી માટેના અર્થવાચક આ "વિવાહ" શબ્દ નહિ કહેવાય. જો એમ હોય તો વેસ્યા સાથેના સંયોગને પણ વિવાહ કહી શકીશું, પણ આ સંભોગ શ્રૃતી સ્મૃતિથી કેવળ વિરૂધ્ધ હોવાને લીધે માત્ર બ્રાહ્માદિ શ્રેષ્ઠ વિવાહ ધર્મતત્વ પૂર્વક ધર્મ બુધ્ધિથી ધર્માનુંસાર, તમામ ગ્રાહસ્થ્ય ક્રિયાઓ કરવાને માટેજ આ લગ્નનો હેતુ છે. આ બ્રાહ્મ લગ્નોમાં, વિવાહવિધિ, ઇશ્વરાજ્ઞાનુંસાર સ્તુતિ, પ્રાર્થના ઉપાસના પૂર્વક પોતાની કર્તવ્ય પ્રતિજ્ઞાઓ પોતાના માત પિતાદિ અનેક સજ્જન વિદ્વાન પુરૂષોની સન્મુખ તેમને શાક્ષી રાખી કરવામાંઆવે છે. કે જેમને તે કન્યા વરને ઉત્પન્ન કરી લાલન પાલન કર્યું છે. જ્યારે પુત્ર પુત્રી માત પિતાની સંમતિ અનુસાર યોગ્ય પતિ વા વર મેળવી વિવાહ કરે છે, અને તે જોઇ તેમને જે આનંદ

અને સંતોષ થાય છે, તે અણુહદ ! વર વધુ પોત પોતાના માત પિતાની આજ્ઞાનુસાર વિવાહ આદિ સત્કાર્ય કરવાથી કૃતઘ્નતારૂપ પાપથી બચેછે. માટે બ્રાહ્મ વિવાહ અતિ શ્રેષ્ટ છે. અને આ પૈશાચાદિ લગ્ન, જે માત્ર કામેચ્છા વા માત્ર પોતાના સ્વાર્થનીજ ખાતર કરવામાં આવે છે તે અતિ અધમાધમ છે. કારણ કે તેમાં ધર્મ પૂર્વક ક્રિયાઓ કરવામાં આવતી નથી, આ ઉપરથી એ પણ સિદ્ધ થયું કે, સ્ત્રી પુરૂષનો પતિ પત્નિ સંબંધ ધર્મ બુદ્ધિથી પૂર્ણ શુદ્ધીમાં થવો તેનુંજ નામ "વિવાહ" અથવા "લગ્ન" છે.

હવે એ વિચારવાનું રહ્યું કે, ધર્મ શાસ્ત્રોમાં સપ્તપદી સુધીના કર્મનેજ વિવાહ સંજ્ઞા કેમ આપવામાં આવી? તેનું નિરાકરણ કરતા પહેલાં, જો લૌકિક અને શાસ્ત્રિય વ્યવહારો તરફ ધ્યાન આપીએ તો એથી પણ એજ સિદ્ધ થાય છે કે, સર્વ કામ ત્રણ પ્રકારનાં હોય છે:—માનસિક, વાચીક, અને કાયિક; એમાં કેટલાક કર્મ માત્ર માનસિકજ છે જેમ સ્મરણાદિ; અને કેટલાક કર્મ, મન અને વાણી બન્નેથી કરવામાં આવે છે. જેવી રીતે કોઇએ મનથી વિચાર કર્યો કે, હું આ વાતને આ પ્રકારે કહું અને તે પ્રમાણે વિચાર કરી તે વાત પ્રકટ કરી. અને ઘણા કર્મ—મન, વાણી અને કર્મ—શરીર ત્રણેથી કરવામાં આવે છે. જેમ કે પ્રથમ વિચાર થયો કે મારે અમુક સ્થાને અમુક સમયે જવું જોઇએ. આ વિચાર પોતાના અનુયાયીઓને પ્રકટ કરી શરીરથી (પગે) ચાલવા માંડયું. પણ આ ત્રણે પ્રકારના કર્મોનો ક્રમ આ પ્રમાણેનોજ છે. માનસિક અને કાયિક બે પ્રકારના કાર્યો પણ હોય છે. જેમ કોઇએ મનથી વિચાર્યું કે, હું અમુક કામ આ પ્રકારે કરૂં અને કોઇને

કહેવાની જરૂર ન [illegible] તેજ પ્રમાણે કરવા માંડયું. પણ માનસિક વગર, વા[illegible]ક અને કાયિક કર્મ કદાપિ થતા નથી. આ ત્રણ પ્રકારના કર્મોમાં માનસિક કર્મ સર્વ કર્મોનું મૂળ હોવાથી પ્રધાન છે. જો કે પ્રસિદ્ધિમાં તો મૈથુન કર્મ પણ શારીરિક સમજવામાં આવે છે, પણ આ પ્રકારના મૈથુનમાં વિષયનું ધ્યાન પ્રથમ મનથીજ કરવું પડે છે, કારણ કે જેની માનસિક ઇચ્છા તે કર્મ કરવાની હોતી નથી તે કર્મ વાણી વા શરીરથી કદી પણ કરી શકતો નથી. તેજ પ્રમાણે વિવાહ કર્મ પણ માનસિક, વાચિક અને કાયિક ત્રણ પ્રકારનું છે.—પ્રથમ કન્યાના માત પિતાને વા કન્યા વરોને યુવાવસ્થાના સમયે માનસિક ઇચ્છા થાય છે કે અમે પતિ વા પત્નીવાન થઇએ, પણ વ્યવહારમાં કન્યા વર પોતાની ઇચ્છા વાણીથી ભાગ્યેજ પ્રકટ કરે છે; તેમનાં માત પિતા વા અન્ય ભ્રાતાદિ, વાણીથી જાહેર કરેછે કે હવે પુત્ર પુત્રીનું લગ્ન કરીએ. તે નિશ્ચય થવાથી, વર જાન લઇને કન્યાને ઘેર નિયત દીવશે જઇ વેદી રચના પૂર્વક મંડપમાં જે જે ક્રિયાઓ–મંત્રોચ્ચારાદિથી પ્રતિજ્ઞાઓ વિગેરે થાય છે તે તમામ વાણીનાં કર્મ છે, તે કરે છે. જો સ્ત્રી પુરૂષ સ્વતંત્ર અને ઉમ્મર લાયક હોય છે તો પોતેજ સંકલ્પ કરી લે છે કે, "અમુક મારો પતિ વા અમુક મારી પત્નિ ? આથી મંડપમાં વાચિક કર્મ થતાં પહેલા એક બીજાના મન આકર્ષિત થાય છે. તે પછી જ્યારે મંડપમાં બેશી વેદીમાં હોમ કરી મંત્રોથી પ્રતિજ્ઞાઓ કરે છે તે તમામ વાચિક વિવાહ થયો કહેવાય. પણ વિવાહમાં મુખ્યત્વે કરીને શારીરિક કર્મ પ્રધાન હોય છે. અહીં સુધી તો માનસિક અને વાચિક વિવાહ સારીરિક વિવાહને માટે થયા.

જો શારીરિક વિવાહ ન હોયતો "રતિપુત્ર ફલા નારી" વીગેરે વચન શાર્થક થતા નથી. તેટલા માટે ત્રણે કર્મ ી પૂર્તિ—માટે શારિરીક કર્મ જ્યાં સૂધી પૂર્ણ ન થાય ત્યાં સુધી વિવાહનું મુખ્ય કારણ સિદ્ધ થઇ શકતું નથી, જો કે માનસિક કર્મ, વાચિક અને કાયિકનું મૂળ છે, તોપણ મનનો સ્વભાવિક ધર્મજ છે કે સંકલ્પ વિકલ્પ કરવા, જ્યારે અંતે પોતાનું મન તે તરફ આકર્ષાયુ તે પછી ઉપર કહેલા વાચિક કર્મ પ્રસિધ્ધમાં આવે છે. તો આ મન તથા વાણીદ્વારા થયેલું કર્મ કદી મિથ્યા નજ થવું જોઇએ. જ્યારે વાણીથી પ્રતિજ્ઞા કરી લીધી કે 'હું અમુક અમુક કાર્ય કરીશ—તે પુર્ણ કરવા જીવનપર્યંત બંધાએલો છું.' તો તેને તે પ્રતિજ્ઞાઓનો ભંગ કરવો એ મહા પાપ છે. આંખ, નાક, કાનોના બે છીદ્ર અને મુખ એ કુલ મળીને સાત દ્વારોમાં પ્રસરનારી વાણી પોતાના આત્માની ઇચ્છાથી અંતઃકરણ દ્વારા પ્રકટ થાય છે તો બોલેલી વાણીનો ભંગ ન કરવો. મહાભારતનું પણ વાકય છે કે;— "આર્યોનો એજ ધર્મ છે કે, કોઇ પદાર્થ વા વાણીને આપ્યા પછી પશ્ચાતાપ ન કરવો." વાણીને મિથ્યા કરવામાં દશ પ્રકારના પાપમાં ગણ્યું છે, રાજ્ય ધર્મમાં પણ પ્રતિજ્ઞાના ભંગ કરનારને માટે શિક્ષા ઠરાવવાગાં આવી છે. અને તેજ અભિપ્રાયથી ધર્મશાસ્ત્રકારોએ પણ સપ્તપદી સુધીની વાચીક ક્રિયાને વિવાહ માન્યો છે. અહીં સુધી માનસિક અને વાચિક બે પ્રકારના વિવાહ તો થઇ ચૂકે છે. માત્ર એક શારીરિક બાકી રહી જાય છે; યદ્યપિ વિવાહનો મુખ્ય અર્થ તો સ્ત્રી પુરૂષનો સંયોગ થવો એ છે, પણ તે સંયોગ પ્રથમ માનસિક અને વાચિક થયા વગર કાયિક વિવાહ

થવાનો સંભવજ નથી. તેટલા માટે તે ક્રિયા પૂર્ણ થતાં સુધી અન્યોન્ય ચતુર્થ કર્મ વિધિ થયા વગર વિવાહ પૂર્ણ થયો ગણાય નહિ. આ ક્રિયા શારીરિક વિવાહની પૂર્તિ માટે છે.

આ તમામ લેખ ઉપરથી એ સિદ્ધ થયું કે, વિવાહ શબ્દનો મુખ્ય અર્થ સ્ત્રી પુરૂષનો શરીર સંયોગ છે. ચતુર્થ કર્મ વિધિ થઇ જવાથી (ઠીક યુવા વસ્થા વગર સ્ત્રી પુરૂષનો સંયોગ થઈ શકતો નથી.) સ્ત્રી પુરૂષોમાં ચિત્તથી સ્ત્રીભાવ પતિભાવ દૃઢ બેશી જાય છે. તો તેમનો વિવાહ માનસિક અને વાચિક પક્ષથી પૂર્ણ થઇ ગયેલો હોવાથી શારિરીક સંયોગ પણ ઘણીજ શીઘ્રતાથી થઇ જવાનો સંભવ છે;—આથી સંતાનોત્પતિ થયા વગર કન્યાનું વિધવા થવું ઘણુંજ ઓછું સંભવે છે. અને જો કદાચ થાય તો તેની વ્યવસ્થા આગળ લખવામાં આવી છે.

"વિવાહ" શબ્દના અર્થ ઉપરથી સ્ત્રી પુરૂષનો "શારિરીક સંબંધ" સિધ્ધ થયો, અને ચતુર્થી કર્મ થયા વગર પૂરો વિવાહ થયો ગણાય નહીં. જેમ બાલ્યાવસ્થામાં થયેલ વિવાહ સમયની, કન્યા વરની પ્રતિજ્ઞાઓ માન્ય રાખવામાં આવતી નથી અને તે વ્યર્થ ગણવામાં આવે છે, તેવીજ રીતે યુવાવસ્થાના વિવાહ પણ ચતુર્થી કર્મ અર્થાત શારિરીક સંયોગ થયા વગર અપૂર્ણજ એટલે વ્યર્થજ સમજવામાં આવે છે.

શંકા—જેમનો યુવાવસ્થામાં પુરી સમજણમાં સપ્તપદી સુધી વિવાહ થયો હોય અને ચતુર્થી કર્મ થતાં પહેલા અધવચમાંજ પતિ મર્ણ પામે તો તેવી અક્ષત યોનિ કન્યાઓના સંસ્કારને "પૂનર્વિવાહ" નામ શા માટે આપવું ન જોઇએ? અને તેથી

ઉત્પન્ન થએલા પુત્ર પુત્રીની પૌનર્ભવ સંજ્ઞા પડી ઓરસના તુલ્ય તે દાયભાગી પણ શી રીતે ગણાશે?" આ શંકાનું સમાધાન એજ છે કે, પ્રથમ તો યુવાવસ્થામાં વર કન્યાના લગ્ન થયા હોય અને ધર્મ શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચોથે દીવસેજ શરીર સંબંધ (ગર્ભાધાન) થવાથી વિવાહનું ફળ સન્તાનોત્પત્તિ પણ શીઘ્ર થવાનો સંભવ છે. અને બ્રહ્મચર્ય શેવનથી બંનેના શરીર દ્રઢાંગ હોવાથી પતિના શરીરનો અકાલિક નષ્ટ થવાનો પણ ઓછો સંભવ રહે છે. ભાગ્યેજ લાખ્ખોમાં એક બે કન્યાઓ વિધવા થાય. અને તેવી વિધવાઓ માટે પાલનિય ધર્મ વિષે શાસ્ત્રમાં આ પ્રમાણે આજ્ઞા છે;—

# म्रते भर्तार साध्वी स्त्री ब्रह्मचर्य्यें व्यवास्थिता।
# स्वर्गं गच्छतु पुत्रापि यथाते ब्रह्मचारिणः॥

**અર્થઃ**—"સાધ્વી સ્ત્રી, પોતાના ભર્થારના મર્ણ પછી બ્રહ્મચર્ય અવસ્થામાં રહી કદાપિ અપુત્રી પણ રહે, તો પણ જેમ બીજા બ્રહ્મચારીઓ સ્વર્ગને પામે છે તેમ તેને પણ મળે છે." તો જે સ્ત્રી પૂર્ણ જ્ઞાનવંત ધર્મા ધર્મને પૂર્ણ પણે જાણનારી હોય છે તે તો આપત્કાળમાં પણ એટલે પતિના પરલોક વાસ થવાથી પણ ધર્મ શાસ્ત્રમાં વર્ણવેલા વિધવા સ્ત્રીઓના તમામ ધર્મ તથા બ્રહ્મચારીણીઓને પાળવા જોઇતા તમામ નિયમો પાળી માત્ર ધર્મ પુસ્તકોના મનન અને સર્વેશ્વરના ચિન્તવનમાંજ પોતાનું આખુ આયુષ્ય પુરૂં કરે છે. ભારતની પૂર્ણ ઉન્નતિના સમયમાં આ નિયમનું પૂર્ણ પણે પ્રતિપાલન થતું હતું કે જેમને પોતાના પ-

કિના મૃત્યુ પાછળ નાના બાલકનું વા ધન સંપત્તિ આદિનું રક્ષણ કરંવાનું વિશેષ કારણ જણાતું, તોજ સંસારમાં ચિત્ત રાચતું. નહીંતર, તે સમયમાં પતિ પત્નિનો ગાઢો અપૂર્વ પ્રેમ, અદ્દભૂતજ હતો. સંસારમાં પોતાના શૌભાગ્યને દિપાવનાર—સર્વ સુખનો આધાર, પોતાના એક પ્રાણપતિ—નાથના પરલોક વાસ થવાથી પોતે અહીં. મૃત્યુ લોકમાં રહી નાર્કિક દુઃખ ભોગવે, તેના કરતાં પોતાના વ્હાલા પપતિના શબની સાથેજ વા પાછળથી ચિત્તામાં વા ચિંત્તામાં ભિસ્ત ભૂત થવામાંજ શ્રેષ્ટતા મનાતી હતી!!! શું આ સતીત્વનું થોડું ગૌરવ હતું? આથી વિશેષ પતિભાવ કયો હોવો જોઇએ? અને તે સમયનો દામ્પત્ય પ્રેમ, અને ધર સંસારનું અપુર્વ સુખ આથી કયું વિશેષ હોવું જોઇએ? અને તેથીજ તે કાળ સર્વોત્કૃષ્ટ મનાયો છે. આધુનીક કેટલાક પાશ્ચિમાત્ય કેળવણી પામેલા વાચકને કદાચ આ પ્રેમનો પરિચય જુલમાટ ભરેલો અને ભારતની કાળી બાજુ દેખાડનારો જણાઇ, પતિ પાછળ પત્નિ કષ્ટ ભોગવે આ રિવાજને ધિ:કારી કાઢતા હશે; પણ તે વિચારવંત મિત્રોને એટલુંજ કહેવું બસ થશે કે—તે સમયે આ રિવાજ, (વિયોગથી ઝુરી મરવું તે ) કંઇ ફરજીયાત ન્હોતો; તે તો માત્ર, પોતાની સ્વામી ભકિતના સ્વાભાવિક ધર્મ ભાવનાને આધિન થઇ સાધ્વી સ્ત્રી પોતાની રાજીખુશીથી "દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ" એ કહેવતને સિધ્ધ કરી બતાવતી હતી. પણ હાલના અજ્ઞાનાન્ધકારના દારૂણ સમયમાં—જ્યારે આ રિવાજ પણ બાળ લગ્નની માફક ઘણે અંશે ફરજીયાત જેવોજ થઇ ગયો હતો, ત્યારે ઈ.સ. ૧૮૨૯માં સતી થવાનો દુષ્ટ રીવાજ કૃપાળુ લોર્ડ વીલયમ બેન્ટીકે બંધ પાડયો જોકે આ ઘણુંજ ઉપકારક કૃત્ય થયું છે, તોપણ જેના હૃદયમાં તે વિશુધ્ધ પતિ પ્રેમ

ભક્તિનો ધોધ પૂર્ણ જોશથી વહી રહયો છે, તે પ્રેમની મુર્તિ તો પોતાના સર્વ સુખના આધાર-એક માત્ર પતિના સદૈવને માટેના વિયોગથી આ પ્રતિબંધને ક્યાં ગણે એમ છે?!! તે ધારો પસાર થયા પછી પણ આ ધર્મ ભૂમિ-ભારતમાં એવા ઘણાક દાખલાઓ બન્યા છે જે વાંચી હૃદય આનંદ પ્રમોદથી ઉભરાઇ જાય છે. મહાભારતના યુધ્ધ પછી ઉત્તરોત્તર વંશ પરંપરાથી કુસંસ્કારોનો વારસો આર્ય સંતાનને મળતો જવાથી વિદ્યાનો અભાવ વધતો ગયો અને અજ્ઞાનતાની નિશા પ્રસરવાથી રૂઢી એજ ધર્મ મનાવા લાગ્યો. સ્વાર્થપરાયણતા વધી પડવાથી પૂર્વ કાળની સફેદ બાજુ દેખાડનારૂં કાલ ચક્ર કેવળ ફરીજ ગયું. ત્યારથી ચતુર્થાશ્રમનું નષ્ટ ભ્રષ્ટ થઇ જવાથી પતિ પત્નિનો વિશુધ્ધ પ્રેમ કેવલ લોપ થઇ ગયો. સતી થવાનો ચાલ પણ હાલની આપણી બાલ લગ્ન આદિ કુરીતિઓ માફક એક મહા ત્રાસદાયક બંધન હતું, પણ બ્રિટિશ સરકારે ન્યાયના પ્રચાર માટે લોકની ધાધલની દરકાર ન રાખતાં તે ચાલ બંધ પાડવાનું જે પગલું ભર્યું તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. હાલ આપણા દેશમાં વિદ્યાનો પૂરેપૂરો અભાવ છે; તેમાં સ્ત્રી વર્ગતો જે અધમ સ્થિતિ ભોગવે છે તે ઉપર વિવેચન કરવું વિષયાન્તર છે. ટુંકામાં સ્ત્રી વર્ગ જ્ઞાનવાન થઇ ધર્મપરાયણ બની, પતિ પત્નિના સંબંધ સારી પેઠે જાણી તે પુર્ણ કરવા દૃઢ બની રૂડી પ્રકારે પતિની સાથે ધર્માચરણ કરી સ્વર્ગમાં જવાની મહત્વાકાંક્ષા રાખનારી નિવડે-એજ માત્ર આ લેખનો ઉદ્દેશ છે. વિદ્યાના અભાવે-અજ્ઞાનતા અને તેમાં વળી સ્વાર્થાન્ધ લોકોના ભમાવ્યાથી તથા કેટલાક કાળથી બાળ લગ્નની કુરીતિ ચાલતી આવેલી હોવાથી, તેને માન આ-

મી ચાલનારા લોકોના કુરાગ્રહથી બાળકીઓના લગ્ન કુમળી અવસ્થામાંજ કરી નાંખવામાં આવે; તો તે બિચારીઓને, સ્ત્રીઓને પાળવાના ધર્મનો બોધ થાયજ કયાંથી? બાળપણમાં લગનના ભોગ થવાથી–પ્રથમતો પતિ રોગ ગૃસ્ત થાય છે, અને ઘણે ભાગે માત્ર થોડાકજ કાળમાં–અલ્પવયે અકાળિક મત્યુના આધિન થઈ પડેછે. આથી ધર્માધર્મને ન જાણનારી બાળકીને વિધવા થવાનો સમય આવે છે. તે બિચારી બાળકી તરૂણાવસ્થામાંજ વિધવા થવાથી, કંઇ સંતતિ પણ ન હોવાથી નાથ વગરની નારી થવાથી ધીરે ધીરે સ્વચ્છંદી બને છે. ઘણું કરીને આ અવસ્થાએ વિધવા પાસે થોડું ઘણું સ્ત્રીધનનું દ્રવ્ય પણ હોય છે. સ્વતંત્ર હોવાથી કામોત્તેજક સારા સારા પદાર્થોનું શેવન, કામી પુરૂષોને આકર્ષણ કરે તેવા ઠાઠ માઠથી સજાયમાન થયેલા, ઘણા થોડા પણ આકર્ષણ કર્તા શૃંગારીક વસ્ત્રાભૂષણ પહેરવાનો, અને તે દેખાડવાની ઉલટ, દિવસે દિવસે વધતી જાય છે. પ્રથમ જ્યારે તે સ્ત્રી પતિના જીવન સમયે ગૃહસ્થાશ્રમમાં હતી ત્યારે ગૃહસ્થાશ્રમનો, માથે ભારે બોજ વહન કરવો પડતો હોવાથી શરીર દિવસે દિવસે ક્ષીણ થતું જતું અને વદન નિસ્તેજ દેખાતું હતું; પણ હાલતો કોઇ પણ જાતની ચિંતા રહેલી ન હોવાથી પતિ રૂપી બેડી નહોવાથી જેમ મદોન્મત્ત જનાવરોને અંકુશમાં રાખવા નાંખેલી નાથ તુટી જવાથી આથમસ્ત બની ફરે છે તેવી સ્થિતિ કેટલેક અંશે આ વિધવાની પણ થાય છે. સ્ત્રીને શુવિદ્યાના સંસ્કાર ન થયેલ હોવાનુંજ આ સર્વે કારણ છે. આ આક્ષેપ કંઇ સઘળી વિધવાંઓને લાગુ પડી શકતો નથી. સુસંસ્કાર પામેલી વિધવા નારી, પતિ પાછળ વિયોગથી ઝુરી મરે છે અને જે

મ એકેશ્વરવાદી એક ઇશ્વર શિવાયના કોઇપણ દેવી દેવતાને માન્ય કરશે નહીં, તેજ પ્રમાણે સાધ્વી સ્ત્રી પણ પોતાનો ધર્મ યથેષ્ટ રીતે પાલન કરી અભિષ્ટ સુખ મેળવી ઉભય કુળને નિષ્કલંક રાખે છે. પણ અજ્ઞાનતાને લીધે સત્ય ધર્મનું જ્ઞાન ન હોવાથી તેમાં વળી પુર્ણ યુવાવસ્થા, કામોત્તેજક પદાર્થોનું શેવન, પુર્ણ સ્વતંત્રતા અને વળી સ્ત્રીને કામનું પ્રબળ પુરૂષો કરતાં અધિક હોવાથી તે વેગને રોકવો એતો મહા દુર્ઘટ કાર્ય છે; તેમાં વળી કામની જ્વાલા સતેજ કરનાર સર્વ વાતો સાનુકુળ હોઇ કામનો વેગ વધી પડવાથી વ્યભિચાર વધી, ગર્ભપાત આદિની વૃધ્ધિ થવી, ઉંચ કુળની સ્ત્રી નિંચા માણસને લઇને નાશી જવું એ વીગેરે ગુપ્ત વ્યભિચારથી નિપજતા ભંયકર માઠા પરિણામોનું મુળ કારણ—જે આ સર્વ વ્યવસ્થાનો પાયો, જે લગ્ન, તે "નબળો" હોવાનુંજ છે. જો પુત્રીઓના લગ્ન યુવાવસ્થામાંજ થયા હોય અને ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચોથે દિવસેજ શરીર સમ્બન્ધ થાય તો સન્તાનોત્પત્તિ ઘણીજ ઝડપથી થવાની, અને બ્રહ્મચર્યના શેવનથી શરીર પણ નૈરોગ્ય હોવાથી, પતિના અકાલિક મૃત્યુ થવાનો પણ સંભવ રહેતો નથી. અને જો દૈવયોગે કદાચ થાય? તોપણ હજારોમાં એકાદ બે. તે કન્યાનું યુવાવસ્થામાં લગ્ન થયેલું હોવાથી તે સમયમાં સુવિદ્યાના સંસ્કાર પુર્ણ રીતે મળેલા હોવાથી પતિવ્રત ધર્મ પાળી સદા વિધવાને પાળવાના ધર્માનુસાર વર્તન રાખી જીવન યશસ્વી બનાવશે. અને જો કદાચ સંન્તાનોત્પત્તિ થઇ હોય વા ન થઇ હોય તોપણ ધર્મના સંસ્કારનું જોર વધારે પ્રબલ હોવાથી વ્યભિચારાદિ નિચબાબતના તરફ ચિત્ત ચલાયમાન થવાનો સંભવ ઘણોજ ઓછો છે.

અને જે તરૂણ વિધવા સ્ત્રી માટે પતિવ્રત ધર્મ પળવો અતિ કઠિન છે, અને જેને પુત્રાદિની ઇચ્છા હોઇ ધન સંપત્તિ આદિ ઐહિક સુખ ભોગવવાની લાલસા રહેલી હોય, તેવી સ્ત્રીઓના પુનઃસંસ્કાર માટે ધર્મ શાસ્ત્રમાં આજ્ઞા આપેલીછે. તે પુનર્વિવાહથી જે સંતાનોત્પત્તિ થશે તે પૌનર્ભવ કહેવામાં આવશે. ધર્મશાસ્ત્રમાં સર્વ પ્રકારના ધર્મોમાં બે ભેદ કરવામાં આવ્યા છે,—એક સનાતન ધર્મ અને બીજો આપદ ધર્મ જે સમયમાં, સમયના હેરફેરથી ધર્મનું પાલન ન થઇ શકે તો આપત્તિ ધર્મથી પોતાનો નિર્વાહ કરવો; પણ સ્વધર્મનો ત્યાગ કરી અધર્મમાં ફસી કેવળ ધર્મ ભ્રષ્ટ થવું તે ઘણુંજ નિંધનીય છે. પણ જો પુનર્વિવાહ વા નિયોગ ન કરતા કોઇ સ્ત્રી પોતાના સનાતન ધર્મનું પાલન પુર્ણ રીતે કરી શકે તેમ છે, તો તેને પણ પુનર્વિવાહ વા નિયોગ કરવોજ એમ કંઇ નથી. ભલે ધર્મ શાસ્ત્રમાં કહ્યા મુજબ અનાદ વિધવા સ્ત્રીઓને પાળવા જોઇતા તમામ ધર્મોપાળી અક્ષય સુખ અને કીર્તિ સંપાદન કરી પોતાનું જીવન ઉજ્વલંત બનાવે પણ એવી વિધવા સ્ત્રી જેને " સ્વધર્મ " એ શબ્દનુંજ કાંઇ ભાન નથી, વા હોય, તોપણ કામનો વેગ પ્રબળ હોવાથી અને સન્માર્ગે પ્રેરાવા કરતાં કુમાર્ગેજ દોરનાર સંયોગોનું પ્રાધાન્ય હોવાથી કામાંધ થઇ ગુપ્ત રીતે વ્યભિચાર કરવા વા તેવાજ કુતર્કો કરી, વા કરવા સદા ઇચ્છાજ કરતી હોય અને સદાને માટે બન્ને કુળને કલંકિત કરી તેમનું ધન, પ્રતિષ્ટાનો સર્વથા નાશ કરવામાંજ જેમની પ્રવૃત્તિ છે, તેવી વિધવાઓનો વર્ણ વર્ણમાં ક્ષતવિર્ય વા અક્ષત વિર્ય તથા રૂપ ગુણમાં યોગ્ય એવા પતિને મેળવી પુનર્વિવાહ કરાવવો એ ઘણુંજ ઉત્તમ છે, આ કદીજ અ-

ધર્મ ગણાશે નહિ; પણ આપત્તિકાળના નિવારણાર્થ શાસ્ત્રાનુકુળ લગ્ન ગણાશે. બાલ્યવસ્થામાં માનસિક અને વાચિક પ્રતિજ્ઞાઓ અજ્ઞાન અવસ્થામાં થાય છે. તે પ્રતિજ્ઞાઓનું તેમને ભાન તેમ જ્ઞાન વા કંઇ બોધ હોતો નથી; તેવી કન્યાઓના પુનર્વિવાહ થવા તે આપત્ત ધર્મનાં ગણાઇ શકાશે નહિ. કારણ કે આ વિવાહ વસ્તુ:ત. માનસિક, વાચિક વા કાયીક કોઇ પણ પ્રકારે થયાજ નથી. તો એવી કન્યાઓના પતિનો સંયોગ થતા પહેલા, જો દેહાન્ત થયો હોય, અને તેથી તેવી કહેવાતી નામ માત્રની વિધવાઓ માટે જે વ્યવસ્થા થવી જોઇએ તે નીચે પ્રમાણે શાઆજ્ઞા પ્રમાણે થઇ શકે છે.

આજકાલ પ્રચલીત વ્યવહારાનુસાર સપ્તપદીની ક્રિયા થવાથીજ પુર્વોક્ત પ્રકારે વિવાહ કર્મની પૂર્તિ થઇ ગણવામાં આવે છે, પરન્તુ વસ્તુતઃ આ શાસ્ત્રીય સિદ્ધાન્ત નથી—વિવાહના ચોથા દિવસે રાત્રિએ ચતુર્થ કર્મવિધિ—એટલે સ્ત્રી પુરૂષનો પ્રથમ સમાગમ થયો હોય તોજ તે વિવાહ પુરો વિવાહ થયો ગણાય છે. જુવો:—

**विवाहे चैवनिर्वृत्ते चतुर्थेऽहानि रात्रिषु ।**
**एकत्वमागता भर्त्तुः पिण्डे गोत्रे च सूतके ॥**

અર્થ—"પૂર્વ માનસિક વાચિક વિવાહ કર્મ થયા પછી ચોથે દિવસે રાત્રિએ વર કન્યાનો સંયોગ થવાથી પિંડ, ગોત્ર અને સુતકમાં સ્ત્રી પુરૂષની એકતા થાય છે." આ શ્રી લઘુદેવભટ્ટના વાકયમાં મનુજીના શાક્ષીથી પુષ્ટિ મળે છે:—

पाणिग्रहणिका मंत्रा नियतं दार लक्षणम् ।
तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिःसप्तमे पदे ॥

અર્થ—"પાણિ ગ્રહણના સમયના મંત્રો, સ્રીભાવ અને પતિભાવ થવાનું નિશ્ચિત લક્ષણ છે. તે મંત્રોની નિષ્ઠા સપ્તપદી સુધીની સમજવી જોઈએ." બ્રાહસ્પતી દેવ પણ કહે છે કે:—

पाणिग्रहणिका मन्त्रा पितृगोत्रापहारकाः।
भर्तृ गोत्रेण नारीणां देयं पिण्डादिकं ततः॥

અર્થ:—"વિવાહ સંબંધી મંત્ર તથા ક્રિયા સ્રીને પિત્ર ગોત્રથી છોડવનાર છે. તેથી વિવાહ થયા પછી સ્રીઓના પિંડાદિ પતિગોત્રના નામથી બોલાય છે." આગળ તેજ મહાશય કહે છે કે:—

चतुर्थी होममन्त्रेण त्वङ्मांसहृदयेन्द्रियैः ।
भर्त्रा संयुज्यते पत्नी तद्गोत्रा तेनसा भवेत् ॥

અર્થ—"ચતુર્થી કર્મના હોમ સંબંધી મંત્રોથી ત્વચા, માંસ, હૃદય અને ઇન્દ્રિયોની સાથે પતિ પત્નિની સાથે સંયુકત થઈ જાય છે; તેથી સ્રી, પતિના ગોત્રવાળી ચતુર્થી કર્મ પછીજ થાય છે." જુવો ચતુર્થી કર્મના મંત્રમાં પણ નીચે મુજબ લખ્યું છે;—

ओं प्राणैस्ते प्राणान् सन्दधामि।
ओं अस्थिभिस्तेऽस्थीनि सन्दधामि।
ओं मांसैस्तेमांसानि सन्दधामि।
ओं त्वचा ते त्वचं सन्दधामि।

આનો અભિપ્રાય તો સ્પષ્ટ છે. તાત્પર્ય એજ છે કે ચોથે દિવસે હોમ થયા પછી રાત્રિએ સ્ત્રી પુરૂષનો પૂરો સંબંધ બંધાઇ જાય છે,

આ ઉપરથી એ સિદ્ધાન્ત થયો કે પાણિ ગ્રહણના મંત્રો ચતુર્થી કર્મ સુધીના વૈદિક મંત્ર તથા ક્રિયા, અભિપ્રેત છે. અર્થાત્ સ્ત્રીના પાણિ ગ્રહણની ક્રિયા થયા પછી ચોથે દિવસે ચતુર્થી કર્મ વિધિ થયા વગર વિવાહ કર્મની પૂર્તિ થતી નથી. અને જ્યાં સુધી, કન્યા અને વર બંનેનુ ગોત્ર એક ન થઇ–પિંડ, ગોત્ર અને સૂતકમાં એકતા ન થાય ત્યાં સુધી, વર મર્ણુ પામવાથી કન્યા પૂરી વિધવા થઇ કહી શકાય નહીં,; તેથીજ નીચેની વાતો ઉપર ધ્યાન આપવાથી બાળ લગ્ન અશાસ્ત્ર અને અગ્રાહ્ય સિદ્ધ ઠરે છે. જુવો:—

(૧) વિવાહાવસ્થાની ન્યુનતા.

(૨) વિવાહ પ્રતિજ્ઞાની સમજ ન હોવી,

(૩) અને સમાગમ ન થવાથી પિતૃ ગોત્રાદિ ન બદલાયાથી, આજકાલના બાળ વિવાહ શ્રુતિ સ્મૃતિના તાત્પર્યથી વિરૂદ્ધ સિદ્ધ થાય છે. જ્યાં સુધી કન્યા યોગ્ય ઉમ્મરની થઇ પોતાનીજ

ઇચ્છાથી (પતિ પત્નિના ગૃહસ્થ ધર્મને જાણીને તે પૂર્ણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી) પતિના ઘેર રહેવા સ્વિકાર ન કરે ત્યાં સુધી તે કન્યા વિવાહની કોઇ પણ પ્રતિજ્ઞાથી બંધન થઇ, કહી શકાય નહિ; જો કે વૈદિક સિદ્ધાન્તથી તો આ પુરૂષોએ સ્વયં પ્રતિજ્ઞા કરવી જોઇએ, અને જો તે ન થાય તો, મનુજી મહારાજના આ વાકયથી તે અગ્રાહ્ય ગણાય છે. જુવો;—

**पुरराष्ट्र विरुद्धश्च यश्च राज्ञा विसर्जितः।**
**अनादेयो भवेद्वादो धर्मविद्भिरुदाहृतः ॥**

**અર્થ**—"નગર અને રાજ્યનો વિરોધી તથા જેને રાજાએ કાઢી મૂકયો છે, તેની ફરીયાદ અગ્રાહ્ય હોય છે એવું ધર્માત્મા લોકોનું માનવું છે" તેજ પ્રમાણે યાજ્ઞવલ્કયજી નો પણ સિદ્ધાન્ત છે કેઃ—

**मत्तोन्मतार्त्तव्यसनिबाल भीतादियोजितः ।**
**असम्बद्धकृतश्चैव व्यवहारो न सिध्यति ॥**

**અર્થ**—'નિશાબાજ, ગાંડો, વ્યસની, કોઇ સંકટમાં પડેલો, બાળક અને ભય આદિથી યુકત તથા અસંબંધ પુરૂષના કરેલા વ્યવહાર સિદ્ધ થતા નથી."

પૂર્વે આપણા દેશમાં જ્યારે આપણા ઉપર આર્ય રાજાઓનું રાજ્ય હતું તે સમયે રાજા પોતાની સાસન પધ્ધતિ કેવળ ધર્માનુંકુળ રાખી, ધર્મશાસ્ત્ર પ્રધાન ગણાઇ ન્યાય મળતો હતો. તે સમયમાં ધર્મશાસ્ત્રાજ્ઞા વિરૂધ્ધ—રાજનૈતિક તેમ સાંસારિક વ્યવસ્થા કરનારને

આ પ્રતિજ્ઞા ભંગ કરનારને દંડ મળતો હતો, તેથીજ લોકોની પ્રવૃત્તિ ધર્માનુકુળ થઇ પ્રજાની ધર્મનિતિ, રીતિ અને સ્થિતિ બગડવાનો સંભવ રહેતો નહિ. આથી તેમનુ રાજતંત્ર તથા સમાજતંત્ર યથાવત્ નિયમ પૂર્વક ચાલતું; તેથીજ તે સમય શ્રેષ્ઠ મનાયો છે. પણ જ્યારથી આપણા દેશમાં વિદેશી વિધર્મી રાજ્યોનો પ્રાદુર્ભાવ થયો ત્યારથી આ સુવ્યવસ્થા છિન્નભિન્ન થતી ચાલી. હાલ જે કંઇ વ્યવસ્થાઓ છે તે માત્ર રાજ્યના ભયથી નહિ પણ જ્ઞાતિ રૂપી બંધનથી ઘણા રૂપાન્તરમાં પણ કાયમ રહેવા પામી છે. જેમ ધર્મ વિરૂદ્ધ આચરણ કરનારને જ્ઞાતિ બહાર કરવામાં આવે છે તે પ્રમાણે ધર્મ દ્રોહી થનારને રાજ્ય તરફથી કંઇ પણ અંકુશ રહ્યું નથી. જો કે આપણું રાજ્ય નષ્ટ થયું છે; જુદા જુદા અનેક મત મતાન્તરો પ્રચલીત થઇ ગયા છે, તોપણ સર્વના મત વેદના અન્તરગત્ સમાયેલા હોવાથી वेदोऽखिलो धर्म मूलम् ગણાતું હોવાથી સર્વમતસ્થ પુરૂષોએ પણ કબુલ કરવું જોઇએ કે વેદાજ્ઞા વિરૂધ્ધ—અર્થાત્ અલ્પાવસ્થામાં થયેલી વૈવાહિક પ્રતિજ્ઞાઓ અધર્મ્ય હોઇ અમાન્ય છે, ન્યાય પ્રમાણે તો, તે પ્રતિજ્ઞાઓ પ્રતિજ્ઞાજ નથી. શિશ્વી ( દુધીયા દાંતની બાળકી ) કન્યા તે અવસ્થામાં વિધવાજ કહી શકાય નહિ; કારણ કે જે પતિના દેહાન્ત થવાથી તે કન્યા વિધવા કહેવાય છે, તે બિચારી હજુ તો પતિ શબ્દનો ધર્માનુકુળ અર્થજ જાણતી નથી. માત્ર માતપિતા બચપણમાં જે વ્યકિતને " આ તારો વર " અને " આ તારી વહુ " એમ સસ્કાર નાંખે છે તે શબ્દ માત્રને ગ્રહણ કરી તે સાથે પોતાનો પવિત્ર સમ્બન્ધ જાણ્યા વગર અર્થ રહિત જ્ઞાનની શુન્ય ભક્તિ

ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે તે સમયનું દાન કન્યાદાનના મૂળ અભિપ્રાયને મળતું ન આવવાથી " દાનજ " કહી શકાય નહિ. અને તેથી તેનો બીજો સંસ્કાર પુનર્ભૂ નહિ પણ પ્રથમજ સંસ્કાર સમજવો જોઇએ. કારણ કે પિતાને કન્યાદાન કરવાનો એવો અધિકાર માલમ પડતો નથી કે જેવો ધનાદિકના દાનનો હોય છે. કારણ કે પુત્ર પુત્રી ધનની ગણનામાં આવી શકતા નથી. તે વિષે જો કોઇ આગ્રહ કરે કે "ના તે બન્ને દાન સરખાજ છે," તો તેમનું આ કહેવું અસમ્ભવ છે; કન્યાદાનનું તાત્પર્યતો માત્ર ધર્મ પૂર્વક સૃષ્ટિની વૃધ્ધિ કરવાના હેતુ રૂપ છે. અને તેમ નહિ તોપણ મનુજી મહારાજના અ૦ ૮ ના શ્લોક ૨૧૨ ના ન્યાયે દાન કરેલી કન્યા પણ, પાછી લઇ સ્વતંત્રતા પૂર્વક પોતાની ઇચ્છા થાય ત્યાં ફરી દાન કરી શકાય છે, જો આમ ન હોત અને કન્યાદાનને ધનદાનની ગણનામાં ગણી શકાતું હોત તો, વિવાહ પ્રસંગે કન્યા વરને પ્રતિજ્ઞા કરવાની શી જરૂર હતી? પ્રતિજ્ઞાદિની વા કોલકરારની જે કંઇ જરૂર હતી તે માત્ર વર કન્યાના માતપિતા આદિ વડીલ માટેજ હતી! અને જેમ દાન કરેલા ધન ઉપર દાતાનો કંઈ સમ્બન્ધ વા લાગતુ વળગતું રહેતું નથી તેજ પ્રમાણે વિવાહ થયા પછી કન્યાનો માતૃપિતૃ કુળથી તમામ સમ્બન્ધ છુટીજ જવો જોઇએ. પણ તેમ છે નહિ. અને એપણ શાસ્ત્રોમાં તથા ઇતિહાસોમાં પ્રસિધ્ધ છે કે, કન્યા પોતાના માત પિતાના આધિન માં રહી પોતાના અભિરૂપ વરને પ્રાપ્ત કરે. અને વેદ કાળમાં આ વ્યવસ્થા પૂર્ણ રૂપે પ્રવર્તેલી હતી; તેવા અનેક બનાવો આપણી દ્રષ્ટિ તળે રમી રહ્યા છે. લગ્ન કરતા પહેલાં માતપિતા આદિ

વડીલ જનોની સમ્મતિ લેવાની એટલા માટે જરૂર છે કે, કન્યા વા વરની યુવાવસ્થા, સંસારના વ્યવહારીક જ્ઞાનમાં સ્વાનુભવની ખામી અને કામાદિના વશમાં હોવાથી વખતે ભૂલથાપ ખાઇ અયોગ્ય વર સાથે લગ્ન થતું અટકે અને એ પણ કૃતજ્ઞતાનું પૂર્ણ લક્ષણ છે કે, બાલ્યાવસ્થામાં જેને ભરણપોષણ કરી, વિદ્યા ભણાવી ગણાવી સદમાર્ગે ચઢાવવા સદા સતત્ ઉદ્યોગ કર્યો અને જે પોતાના બાળકનું સદા શ્રેય થવાનીજ આશા રાખે છે, તેમના ઉપર વિશ્વાસ રાખી તેમના હસ્તક એ અધિકાર સોંપવામાં આવે તો ખોટું કર્યું નજ કહેવાય. આથી વર કન્યાને પોતાના પસંદગીનો સાથી સોધવામાં ઘણીજ ઝીણી તપાસ થવાની અન્તે જે સાથી મળે છે, તે ભાગ્યેજ કથીર નિવડે છે.

ત્યારે અજ્ઞાન દશામાં કન્યાઓના જાુંઠ મુંઠ સ્વપ્નવત્ થયેલા લગ્નો તકરારની ખાતર પણ, થયા માનીએ, તોપણ વિવાહનો હેતુ, જે સ્ત્રી પુરૂષનો શરીર સંયોગ, થયેલો તે નહિ હોવાથી તે વિવાહને વિવાહ માનીએ, તો પછી તેજ પ્રમાણે સપ્તપદી થયા પહેલાની ક્રિયાને પણ વિવાહ માનવામાં શો બાધ છે? પણ આ વાતતો સર્વદા અયુક્ત તથા અસમ્બન્ધ છે. શાસ્ત્રકારો તો એજ મર્યાદા બાંધી ગયા છે કે વિવાહની પૂર્ણતા ચતુર્થી કર્મ વિધિ અન્તર્ગત સ્ત્રી પુરૂષના સંયોગ થવા પછીજ થાય છે. તે ઉપરથી એજ સિધ્ધ થયું કે, કન્યાઓના અજ્ઞાનદશામાં બાલ્યવસ્થાના નામ માત્રના લગ્ન થયા હોય અને સંયોગ ન થયો હોય, તો તે વર કન્યાઓનાં લગ્ન અધુરા લગ્નજ કહેવાય; તેટલા માટે કન્યાઓના પૂનર્લગ્ન થવા સર્વથા માન્ય છે. તે લગ્નનું નામ પુનર્વિવાહ વા પૂનર્લગ્ન

સંસ્કાર પડશે નહીં. તેટલા માટે તેવી કન્યાઓના લગ્ન પુરે પુરી વૈદિક રિતી પ્રમાણે જેમ પ્રથમ લગ્ન પ્રસંગે ક્રિયા થાય છે તેજ પ્રમાણે થઇ શકે છે. કારણકે જો, બાળપણમાં વા યુવાવસ્થામાં લગ્ન થયું હોય પણ પતિસંયોગ ન થયો હોય તો તેવી કન્યાઓનું કન્યાપણું નષ્ટ થયું ગણાતું નથી. જુવોઃ—

"कन्यायाः कनीन च"

આ મહા ભાષ્યના અધ્યાય ૪ થાના સૂત્ર ઉપર મહા ભાષ્યકાર અને કૌટયાચાર્ય કહે છે કે, "જેની સાથે વેદ શાસ્ત્રોકત્ વિવાહ થયો હોય તે વિવાહીત પતિનો સંયોગ થવા પછી કન્યાનું કન્યત્વ નષ્ટ થાય છે. અને જો શાસ્ત્રોકત વિવાહ સંસ્કાર થયા વગરજ પુરૂષથી સંયોગ થઇ જાય તોપણ તે કન્યાજ બની રહે છે, તે કન્યાના પુત્રને કાનીન કહે છે" આ ઉપરથી એ સિદ્ધ થયું કે, વિવાહ થવા છતા પણ અક્ષત યોનિ સ્ત્રી કન્યા શબ્દ વાચ્યજ બની રહે છે. તેમ કન્યા શબ્દ, અવસ્થાના પ્રમાણમાં પણ કાયમ રહેછે, તેથી તે અક્ષતયોનિ સ્ત્રીનું કન્યાત્વ નષ્ટ થયું ગણાતું નથી, તેથી મનુજી મહારાજની આજ્ઞાનુસાર તેમના લગ્ન વૈદિક મંત્રોથીજ થવા જોઇએ. જુવો;—

पाणिग्रहणिका मन्त्राः कन्यास्वेव प्रतिष्ठिताः।
नाकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः॥

અર્થ–"વિવાહ સંબંધી મંત્રોથી કન્યાઓનુંજ લગ્ન થઇ શકે છે. અકન્યાઓના નહિ. અર્થાત જો ક્ષતયોનિ સ્ત્રી વિવાહ કર-

વા ચઢાય તો તે લગ્ન વૈદિક મંત્રોથી થઇ શકે નહીં, અને તે ધર્મ યુકત પણ કહેવાય નહીં; કારણ કે આથી ધર્મનો લોપ થાય છે." આ પ્રસંગે કુલ્લુ ભટ્ટ પણ કહે છે કે;–

**ताः क्षतयोनयो वैवाहिकमंत्रैः संस्क्रियमाणाअपि यस्माद पगत धर्म विवाहादिशालिन्यो भवन्तिनाऽसौ धर्म्यो विवाह इत्यर्थः ।**

આ વિગેરેનો એજ અભિપ્રાય છે કે, "ક્ષતયોનિ સ્ત્રી બે પ્રકારની હોય છે; એકતો શાસ્ત્રોકત વિવાહના પૂર્વેજ કોઇ સાથે સંયોગ થઇ જાય, અને બીજી શાસ્ત્રોકત વિવાહથી પ્રાપ્ત થએલા પતિથી સંયોગ થયો હોય. આ બે પ્રકારમાં પ્રથમ પ્રકારની ક્ષતયોનિ સ્ત્રીના વિવાહ વેદ મંત્રોથી થઇ શકે છે." તેજ પ્રમાણે દેવલ રૂષિના મત પ્રમાણે પણ "ગાન્ધર્વ વિવાહથી થયેલ ક્ષત યોનિના પુનર્લગ્ન વેદ મંત્રથી થઇ શકે છે." આ ઉપરથી એ સિદ્ધ થયું કે જે શાસ્ત્રોકત લગ્નથી પ્રાપ્ત થએલ પતિ સાથે સંયોગ ન થયો હોય, તે કન્યાજ રહી ગણાય છે. તેવી અક્ષતયોનિ કન્યાઓના વિવાહ વૈદિક સંસ્કાર વિધિ પ્રમાણે થવા જોઇએ, અને તેનું દાન પિતા વા ભાઇ વીગેરે કરે તેમાં કોઇ પણ પ્રકારનો દોષ નથી.

---

## ખંડ ૨ જો.

### પૂનર્લગ્ન વિચાર.

આ ખંડમાં હવે આપણે જે સ્ત્રીના યુવાવસ્થામાં પૂરે-પૂરી શુધ્ધ બુધ્ધિમાં વિવાહ થયા હોય અને દૈવયોગે પતિ મર્ણ પામવાથી થયેલી વીધવાઓ માટે શ્રૃતિ સ્મૃતિના અભિપ્રાયાનુકુળ વિશેષ શી વ્યવસ્થા થવી જોઈએ તેનો વિચાર કરીએ:-

જે વિધવા, પતિના સંબંધના તમામ સુખ ભોગવી ચૂકી હોય, તેને કોઈ પુત્ર હોય વા ન હોય. એવી અવસ્થામાં પતિ મર્ણ પામ્યો હોય તો તેને માટે શાસ્ત્રની આજ્ઞા છે કે:—

**कामं तु क्षपयेद्देहं शाकमूलफलैः शुभैः ।**
**नतु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु॥मनुः॥**

અર્થ—"વિધવાસ્ત્રી શાક, મૂળ, ફલ આદિના આહારથી પોતાના શરીરને કૃપ કરી નાંખે, અને કામોત્પાદક બ્રહ્મચારીને વર્જીત પદાર્થોનું શેવન અને પતિના મર્ણ પછી બીજા પુરૂષનું પતિભાવથી નામ પણ ન લેવું." અને જો વિધવા અપુત્રા હોય અને પુત્રોની વિશેષ અભિલાષા અને આવસ્યક્તા ન હોય તો પણ બ્રહ્મચર્ય વૃતથી તપ કરી પોતાના જન્મને પુરૂં કરે. કારણકે ધર્મશાસ્ત્રમાં એ પણ લખ્યુ છે કે—

**मृते भर्त्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता।**
**स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥**

અર્થ—" જેમ અનેક કુંવારા બ્રહ્મચારી પુરૂષ પુત્રાદિ વગર પણ ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે પતિના મરણ પામવાથી બ્રહ્મચર્યવ્રતમાં દઢ રહી લોકોપકારી કાર્યોમાં સદા પ્રવર્ત્ત રહી શ્રેષ્ઠાચારણી સ્ત્રી, પુત્ર ન હોવા છતાં પણ ઉત્તમ ગતિને પામે છે અને આવી વિધવા જેને પતિના સમ્બન્ધનું જરાપણ સુખ ન ભોગવ્યું હોય અને નતો તેને પુત્રાદિની ઇચ્છા હોય, અને ચિત્તથી દઢ જીતેન્દ્રિય હોય અને ભોગવિલાશની ઇચ્છા પણ ન રાખી હોય પણ માત્ર એજ સમજતી હોય કે પોતાના જન્મનું કલ્યાણ કરવા માટેજ જીવવું છે? તો તેને માટે તો આ વ્યવસ્થા ઘણીજ ઉત્તમ છે; કારણ કે:—

## नाद्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तीप दिष्यते

અર્થાત—શ્રેષ્ટ ધાર્મિષ્ટા સાધ્વી સ્ત્રીઓને માટે તો કોઇ પણ શાસ્ત્રમાં કોઇ પણ કાળમાં બીજો પતિ કરવાની આજ્ઞા નથી, " પણ જે વિધવાને પુત્રની ઇચ્છા હોય તેને માટે તો ધર્મશાસ્ત્રના જુદા જુદા વચન પ્રમાણે નિયોગ વા પુનઃસંસ્કાર દ્વારા બીજો પતિ મેળવવા માટે આજ્ઞા છે પતિ સાથે સંયોગતો થયો હોય પણ કંઇ સંતાનોત્પત્તિ થઇ ન હોય વા થઇને મરણ પામ્યુ હોય અને પોતાની સપત્તિ આદિની રક્ષા માટે વા પોતાના વંશની વૃધ્ધિ કરવા માટે પોતાની કુખ અર્થાત સ્વજાતીય ( real blood ) પુત્રની અભિલાષા હોય તો તેને માટે તો જુદા જુદા તેર ધર્મશાસ્ત્ર કારોએ નિયોગની આજ્ઞા આપી છે. જેમ રૂગવેદમાં વિધવેવ દેવરમ " એટલે વિધવા સ્ત્રી નિયોગથી બીજા પતિને પ્રાપ્ત કરી શકે છે. તેજ પ્રમાણે:—

**विधवा विधातृका भवति विधवनाद्वा विधाव-
नाद्वेति चर्मशिरा अपि वा धव इति मनुष्यनाम
तद्वियोगाद्वा विधवा । निरू० अ० ३ खं० १५ ।**

નિરૂકતકાર વિધવા શબ્દનો અર્થ કરે છે કેઃ—“ જેનો ધા
તા એટલે ભર્ણ પોષણ કર્તા કોઇ ન હોય, વા પતિ જીવતો
પણ હોય અને સન્યાસી, અસાધ્યરોગી, ધર્મ ભ્રષ્ટ વા જાતિ
ભ્રષ્ટ થવા વિગેરે કારણોથી ભરણ પોષણાદિ દ્વારા સ્ત્રીને સુખ
ન ગણતું હોય તોપણ તે વિધવાજ છે. તથા જેનું “કમ્પન” અર્થાત
વર્તમાન પતિની સાથે થનાર ક્રિયાઓ—અભિમાન અહંકાર નષ્ટ
થયું હોય અથવા જેના શ્રૃંગાર શુદ્ધિ આદિ કર્મ ન રહ્યા હોય,
અથવા પતિના ન હોવાથી વૈરાગ્યવાન થઇ જેને માથાના વાળ
નું મુંડન કરાવ્યું હોય અથવા “ધવ” એટલે પતિના મરી જવા
થી જેને વિયોગ થયો છે તેને વિધવા જાણવી.” આ વિધવા
શબ્દનો અર્થ થયો; આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, વેદ વા-
ક્યોથી વિધવાને માટે નિયોગ વિધાન છે. તેજ પ્રમાણે;—રૂગ્વેદના
મંડળ ૧૦ ના અધ્યાય ૨ શુક્ત ૧૮ ના મંત્ર ૮ માંપણ લખ્યું છે કે—

**उदीर्ष्व नार्यभि जीवलोकं गतासुमेतमुप शेष
एहि । हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्व
मभिसम्बभूथ ॥**

આ મંત્રનો અર્થ સાયણાચાર્યજી નિચે પ્રમાણે કરે છે;—
“હે નારી! તેં ગત પ્રાણ પતિ સંગાથે શયન કર્યું છે માટે ત્યાંથી

ઉઠ, અને સજીવ પ્રાણીનો સંગ કરવા માટે ચારે દીશામાં નિહાળીને આ તરફ આવ, અને પાણિ ગ્રહણ કરવા ઇચ્છનાર પતિના સામું જોઇ તેને પ્રાપ્ત થા." આ મંત્રથી શ્રીમદ્ સ્વામીશ્રી શ્રીદયાનંદ સરસ્વતીજીએ પણ નિયોગ વિધાન સિધ્ધ કર્યું છેઃ—

**ભાષાર્થ;**—હે સ્ત્રી ! તારા મૃતક પતિનો શોક મૂકીને આ મૃત્યુ લોકમાં જો તારી ઇચ્છા હોય તો બીજા પતિની સાથે નિયોગ કરી સંતાનોની પ્રાપ્તિ કર. નહિ તો બ્રહ્મચર્યાશ્રમમાં સ્થિર રહી કન્યા અને સ્ત્રીઓને ભણાવ્યા કર! અને જો નિયોગ ધર્મમાં સ્થિત થવાની ઉત્કટ ઇચ્છા હોય, તો મરણ પર્યન્ત ઇશ્વરનું ધ્યાન કરી સત્ય ધર્મના અનુષ્ઠાનમાં પ્રવર્ત્ત થઇ, જે તારો હસ્તગ્રહણ કરનાર બીજો પતિ હોય તેની શેવા કર અને તે પણ તારી શેવા કરે. આ પતિનું નામ દ્વિધિષુ છે. આ તારા સંતાનની ઉત્પત્તિ કરનાર થશે. જો તારે માટે નિયોગ કરવામાં આવ્યો હશે તો તે સંતાન તારા [illegible] જો નિયુક્ત પતિને માટે નિયોગ થયો હોય તો તે સંતાન તે પુરૂષના કહેવાશે—આ પ્રકારે નિયોગથી પોત પોતાના સંતાન ઉત્પન્ન કરી બંને સુખી રહો!" તેજ પ્રમાણે મનુ સ્મૃતિમાં પણ લખ્યું છે કેઃ—

**देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ् नियुक्तया।**
**प्रजेप्सिताऽधिगन्तव्या सन्तानस्य परिक्षये॥मनुः॥**

**અર્થ**—"વિચારશીલ ધર્મશાસ્ત્રવેત્તા વિદ્વાન સજ્જનોની આજ્ઞા મેળવી સ્ત્રીને જો સંતાનની ઇચ્છા હોય તો **દીયર** વા પોતાની સાત પેઢીમાંથી પોતાના પતિના ભ્રાતૃ વર્ગ પૈકી કોઇ સાથે નિયોગ કરી અભિષ્ટ સંતાનને પ્રાપ્ત કરે."

# विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि।
# एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥मनुः॥

**અર્થ**;-નિયોગને માટે આજ્ઞા લીધેલ પુરૂષ આખા શરીરે ઘી લગાડી મૌન રહી રાત્રિના સમયે તે વિધવા માટે એકજ પુત્ર ઉત્પન્ન કરવાની ચેષ્ટા કરે, બીજા પુત્રની ઇચ્છા રાખે નહિ."—શરીરમાં ઘી લગાડવા તથા મૌન રહેવાનું પ્રયોજન એ કે, તે સ્ત્રી સાથે કામાશકિત વધવા પામે નહિ અને અન્યકાળમાં સ્ત્રી પુરૂ-ષનો વ્યવહાર રહે નહિ. તેમજ,—

# द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः।
# अनिर्वृत्तं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥मनुः॥

"કેટલાક આચાર્ય મહાત્માઓ ધર્મ બુદ્ધિથી નિયોગના પ્ર-યોજન રૂપ એક પુત્રને કાર્ય સાધક ન જોઇ નિયુકત સ્ત્રીમાં બી-જા વધારે પુત્ર ઉત્પન્ન કરવા માટે સલાહ આપે છે." આ શ્રુતિ સ્મૃતિના માત્ર ઉદાહરણ રૂપ આજ્ઞાઓ તથા વિધિઓથી એ તો સ્પષ્ટ સિધ્ધ થાય છે કે, વિધવા સ્ત્રી માટે પુત્રની ઉત્પત્તિને અ-ર્થે નિયોગનું તો વિધાન છે. આ વિધાન તો માત્ર તેજ વિધવા સ્ત્રી માટે છે કે જે કામાશકિતથી પીડિત ન હોય માત્ર પોતાના નિર્વંશ-જતા કૂળને આબાદ રાખવા વા પોતાના ગત પ્રાણ પતિની સં-પતિનું રક્ષણ કરવા એક વા બે પોતાનીજ કૂખના પુત્રની આવશ્યકતા હોય, તો આ આજ્ઞા પ્રમાણે વર્તાવ કરે. પણ જે વિધવાએ પોતાના પતિ તરફનું પુરેપુરૂં સુખ ભોગવી લીધું હોય વા નહીં, તોપણ કામાગ્નિથી પીડિત થઇ પતિની ઇચ્છા કરે, તો આ ઉપર દર્શિત નિયોગ વિધાન તેને

માટે અયુકત છે. કારણ કે નિયોગ વિધાનમાં તો માત્ર એક વા બે પુત્રનેજ ઉત્પન્ન કરવાની આજ્ઞા આપેલી છે; પણ કામાશકત યુવાન વિધવાઓતો પોતાના સનાતન ધર્મનું ભાન ભૂલી જઇ કામાશકિત પ્રાધાન્ય હોઇ સદા તેનુંજ ચિંતવન કર્યા કરે છે, તેને માટે પણ શાસ્ત્રોકત કાંઇ રસ્તો હોવો જોઇએ ? કારણ કે મનુષ્ય પ્રકૃતિમાં સર્વત્ર પ્રાકૃતિક ગુણ સરખો જોવામાં આવતો નથી; કોઇમાં સતનું પ્રાધાન્ય તો કોઇમાં રજનું અને કોઇમાં તમનું પ્રાધાન્ય હોય છે. જે વિધવા સ્ત્રી સાત્વીક પ્રકૃત્તિની હોઇ ધાર્મિક વૃત્તિવાન શ્રધ્ધાલુ ઇશ્વર ભકત હોય છે–તેને માટે તો પતિવ્રતાના પવિત્રધર્મ અતિ શ્રેષ્ટ છે. રાજસ પ્રકૃતિવાનને માટે નિયોગ વિધાન ઉપ યુકતછે. પણ જે સ્ત્રીમાં તામસ પ્રકૃતિ પ્રાધાન્ય હોઇ કામાગ્નીની જ્વાલા પ્રબલ હોય તેને માટે જો કાંઇ વિધાન ન હોય તો દેશમાં ગુપ્ત વ્યભિચારની વૃદ્ધિ થઇ ગર્ભપાતની સંખ્યા વધી રોગમાં અતિ વૃધ્ધિ થવાથી મહા ઉત્પાત થવાનો સંભવ છે. માટે તેવા અનેક ઘોર ઉત્પાતના મૂળ કારણ જે કામાગ્નીથી પીડાતી નવ યૌવના વિધવા સ્ત્રીઓ, કે જેમનું મન સદા વ્યભિચાર યુકત કર્મોમાંજ ભમ્યા કરે છે, તેમને માટે તો અવશ્ય દેશકાળની સ્થિતિને લક્ષમાં રાખી કંઇ વ્યવસ્થા થવીજ જોઇએ. આ માટે ૠગવેદમાં પણ કથન છે કે:—

**आ धाता गच्छानुत्तरा युगानि यत्र जामयः कृणवन्नजामि । उप बर्बृहि वृषभाय बाहुमन्य मिच्छस्व सुभगे पतिं मत् ॥**

આ મંત્ર ઉપર ભગવાન યાસ્ક મૂનિ વ્યાખ્યા કરે છે કે;—

"આગળ ઉપર એક એવો યુગ આવશે કે જેમાં સ્ત્રીજન અકર્ત્તવ્ય વ્યભિચારાદિ દુષ્ટ કામ કરશે. તેટલા માટે પતિ વા પરમેશ્વર આજ્ઞા આપે છે કે, હે સુભગે સ્ત્રી! વિર્ય સેચનમાં સામર્થ એવા ઉત્તમ પુરૂષની બાંહ્ય ધારણ કર! પશ્ચાત મારી આજ્ઞાથી અન્ય દ્વિતીય પતિની ઇચ્છા કર. જેથી તું દુષ્ટ વ્યભિચારાદિ કુકર્મથી બચે."

જે સ્ત્રી વા પુરૂષનો પાણિ ગ્રહણ માત્ર સંસ્કાર થયો હોય અને સંયોગ ન થયો હોય અર્થાત અક્ષતયોનિ સ્ત્રી અને અક્ષતવિર્ય પુરૂષ હોય તેનું અન્ય પુરૂષ વા સ્ત્રીની સાથે પુનર્વિવાહ થવો જોઇએ, તેમાટે વિષ્ણું સ્મૃતિનું પ્રમાણ છે કે:-

**अक्षता भूयः संस्कृता पुनर्भूः ।**

અર્થાત્ "અક્ષતયોનિ સ્ત્રીનો જો બીજી વાર વિવાહ સંસ્કાર થાય તો તેને પુનર્ભૂ કહે છે." તેજ પ્રમાણે યોગી યાજ્ઞવલ્કયજીનો પણ સિધ્ધાન્ત છે કે:—

**अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः ॥**

"અક્ષતયોનિ હોય વા ક્ષતયોનિ તોપણ પુનર્વિવાહ સંસ્કાર થવાથી તેને પુનર્ભૂ કહેવાય છે." મુનિ વસિષ્ટજીનુ પણ માનવું છે કે:—

**या च क्लीवं पतितमुन्मत्तं वा भर्त्तारमुत्सृज्यान्यं पतिं विन्दते मृते वा सा पुनर्भूर्भवति ॥**

અર્થ:—"જે સ્ત્રીનો પતિ નપુંસક, જાતિ બાહ્ય, વા ઉન્મત અથવા મર્ણ પામેલા હોય? તો તે પતિને છોડી જે સ્ત્રી અન્ય પતિને પ્રાપ્ત થાય છે તે પુનર્ભૂ કહેવાય છે." નારદજીનું પણ વાક્ય છે કે:—

उद्वाहितापि सा कन्या न चेत्सम्प्राप्तमैथुना ।
पुनः संस्कारमर्हेत यथा कन्या तथैव सा ॥

અર્થ:—"જે કન્યાનું લગ્ન થયું હોય પણ તે પતિ સાથે મૈથુન કર્મ ન થયું હોય તોપણ તે કન્યા પુનઃ સંસ્કારને યોગ્ય છે. જેવી કુમારીકન્યા હોય છે તેવીજ તે છે." કાત્યાયનની પણ શાક્ષ છે કે—

वरयित्वा तु यः कश्चित् प्रणश्येत्पुरुषो यदा ।
ऋत्वागमांस्त्रीनतीत्य कन्याऽन्यं वरयेद्वरम् ॥

અર્થ—"જે પુરૂષ, કન્યાને વિવાહ વિધિથી સ્વીકારી નષ્ટ થઇ જાય અર્થાત મર્ણ પામે તો તે કન્યા ત્રણ રૂતુઓનો વિલમ્બ કરી અન્ય પતિ સાથે લગ્ન કરે."

આ આદિ અનેક રૂષિમુનિઓનાતથા શ્રૃતિ સ્મૃતિના વાક્યો થી એ સિદ્ધ થાય છે કે, અક્ષત યોનિ કન્યાનું પુનર્લગ્ન થવું જ જોઇએ, તેમાં કોઇ પણ પ્રકારનો શાસ્ત્રનો બાધ નથી. તેમ છતા ઉપરની સ્મૃતિઓમાં તથા રૂષિ વાક્યોમાં કોઇ કોઇ સ્થળે "इदं कलौ निषिध्दम्" એટલે આ કર્મ કલિયુગમાં નિષિધ્ધ છે. પણ આતો કોઇ મનુષ્યનુ કથન માત્રછે, કારણ કે આ વાક્ય કંઇ શ્રૃતિ સ્મૃતિના પ્રમાણથી સિધ્ધ થતું નથી, તેમ છતાં વળી એ પણ સ્પષ્ટ છે કે હાલના પુરાણો કળીના પ્રારંભ પછીજ લખાયા સિદ્ધ થયાછે, તો આ નિષેદ્ધ લેખ તે કયા કલિ માટે ગણ્યો તે વાત રોચક છે. પણ આ પ્રમાણે ઉત્પન્ન થયેલી પ્રજા શાસ્ત્રકારોના અભિપ્રાય

પ્રમાણે ખરી વારસ ગણાશે નહિ, અને તે પુત્રની સંજ્ઞા "પૌનર્ભવ પડશે; તેમ આ પ્રકારનું વિધવા લગ્ન ધર્મજ્ઞ પુરૂષોની દ્રષ્ટિમાં નિકૃષ્ટ ગણાશે ખરૂં, તોપણ દેશને વ્યભિચારાદિ ઘોર અધર્મથી મુક્ત કરવા માટે દેશકાલ અને પાત્રને લક્ષમાં રાખી કંઈ છુટ આપવામાં આવશે તો તે અયોગ્ય ગણાશે નહિ. "સુધારો" આ શબ્દ પણ પૂર્વથી ચાલતો આવેલો પ્રાચીન શબ્દ છે. જે સમયમાં ધર્મજ્ઞ નીતિજ્ઞ વિદ્વાન મંડળીને સમયના અનુકુલ જે સુધારણા કરવી યોગ્ય લાગેલી, તે થયેલ આપણે તેમના ગ્રન્થોના આધારે જોઈએ છીયે. તે સુધારણા કદાચ તે સમયના વિપક્ષિઓને અયોગ્ય જણાયાથી તેની સામે થયા હશે? અને તેનો પ્રચાર થવા દેવા ઘણાં ઘણાં યત્નો કર્યા હશે? પણ પાછળથી તે સુધારણા જેમજેમ સમજુ લોકોને વ્યાજબી લાગતી ગઇ તેમ તેને ગ્રાહ્ય ગણી માન્ય કરતા ગયા; અને તે પણ જતે દિવસે એક રૂઢી થઇ પડી. તેજ પ્રમાણે આ કાળ સર્પણી સમયમાં પણ, જ્યારે ભારતમાં પૂર્ણ રૂપે અજ્ઞાન તિમિર છવાઇ રહ્યું છે, વિદ્યાનો લોપ થઇ ગયેલો હોવાથી તેની સાથેજ સત્ધર્મનો પણ નાશ થયો છે-શ્રુતિ સ્મૃતિની ઉત્તમ વ્યવસ્થાઓનું રહસ્ય અવિદ્યાએ કરીને નિષેધ મનાવા લાગ્યું છે—અને બાવા વાક્ય પ્રમાણ ગણનારાઓની સંખ્યાનો પક્ષ વધારે પ્રબલ હોવાથી આ અનિષ્ટ રૂઢીનું સર્વત્ર રાજ્ય પ્રસરી ગયું છે; તેમાં બાલલગ્ન મુખ્ય છે. આથીજ લાખો વિધવાના આર્તનાદ કર્ણ ગોચર થાય છે. દેશમાં વ્યભિચારાદિથી અસંખ્ય હત્યાઓ થાય છે!!; તો શું આવા સમયને માટે યોગ્ય મર્યાદા બાંધી પૂનર્લગ્નની છુટ આપવાનો સુધારો થાય તો તે શાસ્ત્રથી વિરૂદ્ધ ગણાશે? સાના દેશ સુધારકો પોતાના આત્માનું બલીદાન આપી રસ્તો કાઢવા

પ્રયત્ન કરે છે, તો તેમને સાહ્ય થવું આપણું કર્તવ્ય નથી? તેમાં પુણ્ય નથી? વિધવા ગુપ્ત રીતે વ્યભિચાર કરી ગર્ભપાત કરશે, પતિ અને પિતાના બન્ને કુળને કલંકિત કરશે, અને સ્વદેશીઓ માટે દૂષણરૂપ બનાવોની સંખ્યામાં વધારો કરશે, વિદેશીઓ આપણું ઉપહાસ્ય કરશે, તોપણ પોતાનો દુરાગ્રહ ન છોડતા પતિત થવાની અણી ઉપર આવેલી બાળ વિધવાને ઠેકાણે પાડવામાં શાણા દેશીઓ તમે પાપ સમજો છો? જ્યારે એક પશુને માટે દયાખાઇ અહિંસાના હિમાયતી બનો છો, તો ગર્ભપાત, બાલહત્યાઓ આત્મહત્યા, કરતા વિશેષ કઇ હિંસા દેશને વધારે નુકશાન કર્તા છે? તે બન્ને હિંસાની તુલના કરી જે અહિંસા ધર્મ પ્રથમ પ્રવર્ત્તાવવાની આવસ્યકતા ન્યાયી વાંચકોને લાગે તે જરૂર માન્ય કરી તે ઉપકારી માર્ગ પ્રવર્તાવવા શૂરા પૂરા થઇ આગળ પડી અક્ષય સુખના ભાગી થશે. કારણ કે ભર્તૃહરીજીનું વાકય છે કે: —

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु, लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥**

**અર્થ:**—ચ્હાય નીતિ નિપુણ પુરૂષો સ્તુતિ કરો વા નિન્દા, ચ્હાય અઢળક ધન આવે વા જાય, ચ્હાય મૃત્યુ આજ આવે વા કાળાન્તરે. ચ્હાય તેમ થાય તોપણ ધૈર્યવાન પુરૂષો ન્યાયના રસ્તેથી એક પગલું પણ પાછા હઠતા નથી !!! તથાસ્તુ.

**ओं शान्तिः शान्तिः शान्तिः**

ૐ.

# શ્રી આર્યોત્કર્ષક મંડળી.

---

## પ્રસિદ્ધકર્ત્તા, પુસ્તક પ્રસારક—વેચનારૂ તથા વર્તમાન પત્રો વિગેરેના આડતિયા.

મુખ્ય ઑફિસ—અમદાવાદ.

સ્થાપન ૧૮૮૯.

### ઉદ્દેશ.

આર્યાવર્ત્તના ઉત્કર્ષ થવાના સાધનોમાં, સારા અને સસ્તા વાચનનો બ્હોળો ફેલાવો થવો એ મુખ્ય છે.—આ સાધન પુરૂ પાડવા યથા શક્તિ યત્ન કરવો, એ આ મંડળીનો મુખ્ય ઉદ્દેશ છે.

૧. કિંમતમાં સસ્તા પણ વિષયમાં ઉપકારી પુસ્તકો, નિબંધો, ચોપાનિયાં આદિ પ્રગટ કરી ગુર્જ્જર બાન્ધવોને ઘેર ઘેર તે વંચાય; દેશના શ્રીમાનો તથા દેશ હિતેષિઓ પાસેથી મફત ધન ન લેતા—વિનિમયમાં—પુસ્તકો સાટે ખર્ચ જોગ દ્રવ્ય લઇ, સાધારણ વર્ગને પડતર જેવી જુજ કિંમતે વાચન પુરૂ પાડવું. મંડળીનો આ મુખ્ય ઉદ્દેશ પાર પડવાનો આધાર માત્ર દેશના ધનવાન, વિદ્યાવાન, પરગજુ શ્રીમાનો ઉપરજ છે; તેથી તેમની પ્રત્યેજ નમ્ર વિજ્ઞપ્તિ છે કે, આ મંડળી તરફથી પ્રકટ થયેલા પુસ્તકોની સામટી નકલો ખરિદી જે શાળાઓમાં વા સભાઓમાં ધ-

નામ તરીકે વહેંચશે તો અક્ષય કીર્તિ અને વિદ્યા દાનનું પુણ્ય સહેજ પ્રાપ્ત થઈ શકશે.

૨. આ મંડળીના પુસ્તકાલયમાં, મંડળીએ પ્રકટ કરેલા પુસ્તકો ઉપરાન્ત બહારના તમામ જાતના ગુજરાતી, હિન્દી, તથા અંગ્રેજી ભાષાના પુસ્તકો વેચવા રાખવામાં આવે છે, સિલકમાં નહીં હોય તે તપાસ કરી મંગાવી મોકલી આપવામાં આવશે. વાચનના શોખીનોએ પુસ્તકો મંગાવી ખાત્રી કરવી જોઈએ. મંડળીના પુસ્તકાલયનું મોટું લીષ્ટ માત્ર સરનામું મોકલેથી મફત મોકલી આપવામાં આવશે.

૩. આ મંડળી અત્રે ( અમદાવાદમાં ) મુંબાઈ આદિ દેશાવરોના વર્તમાન પત્રો, માસિક પત્રો વહેંચવાનું, વેચવાનું, લવાજમ ઉઘરાવી આપવાનું, તથા ચાહકો મેળવી આપવાનું કામ પણ આડતથી કરે છે. અમારી પાસે આ માટે સઘળી પ્રકારની સગવડ હોવાને લીધે વર્તમાન તથા માસિક પત્રોના માલેકો માટે અમદાવાદ માટે આ મંડળી જોડે સંબંધ જોડ્યાથી ઘણોજ ફાયદો થશે. વધુ ખુલાસા માટે નીચેના સિરનામે પત્ર વ્યવહાર કરવો.

મેનેજર.
શ્રી આર્યોત્કર્ષક મંડળી.
અમદાવાદ.